૭૦૩૯

[illegible]ણગ્રન્થાવળી-ગ્રન્થ ૨ જો.

ઓ૩મ્

# સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી.



અર્થાત્ શ્રી વ્યાસાદિ મહર્ષિઓ ઉપર જે ખોટા દોષ મૂકવામાં આવેછે તેના નિવારણાર્થ સ્વર્ગમાં ભરાએલી એક નાની સભાનું સમ્પૂર્ણ વૃત્તાન્ત.

---

મૂળ હિંદી ઉપરથી કર્તા.

પ્રાણજીવન વિઠ્ઠલદાસ વસઈવાળા.



મુંબઇ.

શ્રી રામચંદ્ર પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું છે.

કીમત ૩ આના.

આર્યશ્રેષ્ઠ

# શેઠ સુંદરદાસ ધર્મસિંહને

આ પુસ્તક,

તેમનું ઔદાર્ય, આર્યો ઉપરનો પ્રેમ, આર્યસિધ્ધાંતોના
ઉત્કર્ષાર્થેના પ્રયત્ન, વિગેરે આર્યોને લાયક એવા
ગુણોથી આકર્ષિત થઈ, અતિ નમ્રતાથી,

અર્પણ કર્યું છે.

કર્તા.

# ઉપોદ્ઘાત.

સૃષ્ટિના આરંભથી તે મહાભારતના યુદ્ધ સુધી આર્યાવર્તમાં ચક્રવર્તિ રાજાઓનું રાજ્ય થઈ ગયું છે. ત્યાં સુધી આર્યાવર્ત સર્વ વિદ્યાઓનું જન્મસ્થાન હતું અને તેમાં વૈદિક ધર્મનો સૂર્ય પૂર્ણ જોસથી પ્રકાશતો હતો. પરંતુ મહાભારતના યુદ્ધ પછી અજ્ઞાન રાત્રિનો આરંભ થયો અને ભરતખંડ અંધારામાં એવું તો વ્યાપ્ત થતું ચાલ્યું કે તે વૈદિક કાળ, વૈદિક ધર્મ, વૈદિક વિદ્યા, આજે કેવળ સ્વપ્નવત્ થઈ રહી છે.

મહાભારતના યુદ્ધમાં ઘણા ધાર્મિક, જ્ઞાની અને શૂરવીર પુરૂષો રહ્યા નહિ. હાલ દાખલા તરીકે મરકીના સમયમાં આપણે જોઈએ છીએ તેમ ભયંકર યુદ્ધને લીધે વેપાર, ધંધો, વિદ્યા, હુન્નર, કલા, કૌશલ્ય વિગેરે કેટલોક કાળ સુધી બંધ પડી રહેવાથી અજ્ઞાન વધતું ચાલ્યું. તે વધતાં વધતાં એટલું તો વધ્યું કે લોકોમાં ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન ઉત્પન્ન થવા લાગ્યા ને વૈદિક ધર્મ નષ્ટ થવા લાગ્યો, રાજા રાજાઓમાં કુસંપ વધ્યો, બ્રાહ્મણો પોતાની વિદ્યા ખોઈ બેઠા, અને બ્રાહ્મણોજ વિદ્યાહીન થયા તો પછી ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રો અવિદ્વાન થાય તો તેમાં નવાઈજ શાની? વેદોનો પાઠ કેવળ પેટને વાસ્તે બ્રાહ્મણો કરવા લાગ્યા ને અવિદ્વાન્ થઈ ગુરૂ બની બેઠા. આખરે અજ્ઞાન ક્ષત્રિયાદિ અન્ય વર્ગને એવું સમજાવવા મંડી પડયા કે અમે તમારા પૂજ્ય દેવ છીએ, અમારી સેવાથી તમને સ્વર્ગ અથવા મુક્તિ મળશે ને અમારી સેવા નહિ કરો તો ઘોર નર્કમાં પડશો! વેદ તથા ઋષિ—મુનિકૃત ગ્રંથોમાં પૂર્ણ

વિદ્વાન્ તથા ધાર્મિક મનુષ્યોને જે બ્રાહ્મણ સંજ્ઞા આપેલી છે તે સંજ્ઞા પોતે મૂર્ખ, વિષયી, કપટી, લંપટ, અધર્મિ છતાં પોતાને માટે લઈ લીધી ને કર્મ પ્રમાણેની બ્રાહ્મણ પદવી કાઢી નાખી જન્મ પ્રમાણે બ્રાહ્મણ પદવી ગણાવવા લાગ્યા. અને આખરે એટલો તો પ્રમાદ કર્યો કે તેવા અર્થના ગ્રંથો પણ બનાવ્યા ને ઋષિ–મુનિ–કૃત ગ્રંથોમાં તેવા વાકયો ખોસી દીધા. અને **ब्रह्म वाक्यं जनार्दनः॥** "બ્રાહ્મણના મુખમાંથી જે વાકય નિકળે તે જાણવું જે સાક્ષાત્ પરમેશ્વરના મુખથી નીકળેલું છે." એમ લોકોને સમજાવવા લાગ્યા.

એ પ્રમાણેના નામશેષ બ્રાહ્મણોને ગાંઠના પૂરા અને અકકલના અંધા ક્ષત્રિયાદિ લોકો વિષયાનંદનું એક ઉપવન પેઠે થઈ પડયા. તેમની કનેથી મૃતક ક્રિયા સુધીનાયે દાન લેવા લાગ્યા ને કહેવા લાગ્યા કે અમે ભૂદેવ છીએ ને જે અમારી સામે થશે તેને માટે લખ્યું છે કે **ब्रह्मद्रोही विनश्यति** તે પ્રમાણે બ્રાહ્મણનો દ્રોહ કરનારનો નાશ થશે મતલબ કે યૂરોપમાંના પોપ લોકોની પેઠે ભારતના આ નામધારી બ્રાહ્મણો પોપલીલા કરવા લાગ્યા. આ રીતના બગાડના મૂળ મહાભારતના યુદ્ધની પૂર્વે એક હજાર વર્ષથી રોપાવા માંડયા હતા. પણ મહાભારતના યુદ્ધ પછી તો તેનો રોપો થઈ વૃક્ષ થવા માંડયું હતું.

એ પ્રમાણે આગળ જતાં આ પોપલોકો જ્યારે બહુ વિષયાસકત થવા માંડયા ત્યારે છાના છાના મદ્ય, માંસ વિગેરે પણ ખાવા લાગ્યા. અને આખરે આ લોકોમાંથી એક વામ માર્ગ ઉત્પન્ન થયો. "**शिव उवाच**" "**पार्वती उवाच**" "**भैरव उवाच**" ઈત્યાદિ નામો લખી એવા લેખને તંત્ર નામ આપી એમાં વિચિત્ર લીલાઓનું વર્ણન કર્યું. જેવી કે:—

मद्यं मांसं च मीनं च मुद्रा मैथुनमेव च ।
एते पञ्च मकाराः स्युर्मोक्षदा हि युगे युगे॥ કાલિતંત્ર.
प्रवृत्ते भैरवी—चक्रे सर्वे वर्णा द्विजातयः ।
निवृत्ते भैरवीचक्रे सर्वे वर्णा पृथक् पृथक्॥ કુલાર્ણવતંત્ર.
पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ।
पुनरुत्थाय वै पीत्वा-पुनर्जन्म न विद्यते॥ મહાનિર્માણતંત્ર.
वेदशास्त्रपुराणानि सामान्यगणिका इव ।
एकैव शाम्भवी मुद्रा गुप्ता कुलवधूरिव॥ જ્ઞાનસંકલનીતંત્ર

અર્થાત્ મદ્ય; માંસ; મીન; પુરી, કચોરી, વડા વિગેરે યોનિના આકારની મુદ્રા; મૈથુન—એ પાંચ મકારનું સેવન દરેક યુગમાં મોક્ષ આપનારૂં છે! ભૈરવી ચક્રની વેળા આવે છે ત્યારે સર્વે વર્ણ દ્વિજ થાયછે જે ભૈરવીચક્ર જાય છે ત્યારે દરેક વર્ણ જુદા જુદા ગણાય છે—એટલે ભૈરવી ચક્ર પ્રવર્તે છે ત્યારે કોઈપણ વર્ણની સ્ત્રી સાથે કોઈપણ વર્ણના પુરૂષને સંગ કરવામાં કંઈ હરકત નથી! જે દારૂ પીતા પીતા જમીન ઉપર પડી જાય અને ઉઠીને ફરીથી પાછો પીએ તેનો પુનર્જન્મ થતો નથી' વેદ, શાસ્ત્ર, પુરાણો એ સામાન્ય વેશ્યા જેવા છે, ને ફક્ત એક શાંભવી મુદ્રાજ કુળવાન સ્ત્રી જેવી છે.

સારાંશ આ વ્યભિચારી, દુષ્ટ ને અઘોર પાપી પુરૂષોએ આવા માર્ગો ચલાવી દેવી વિગેરેની પૂજા શરૂ કરી. બકરા, પાડા વિગેરેનો—ને મણુસોનો પણ—બળી દેવીને આપી પોતે ખુલ્લીરીતે માંસ ભક્ષણ કરવા લાગ્યા, ને શ્રાદ્ધ તર્પણ આદિ કરવા લાગ્યા. જે સમયે આવા અઘોર કર્મો નામધારી બ્રાહ્મણ કરવા મંડયા; જે સમયે યજ્ઞ યાગાદિ ક્રિયાઓમાં વૈદિક મંત્રોના નામથી પશુ આદિના બળી અપાવા લાગ્યા; જે સમયે બ્રાહ્મણો

વ્યભિચારી, વિષયી, લંપટ અને જુલમી થઈ યજમાનોને છળવા લાગ્યા; શ્રાદ્ધ, તર્પણ વિગેરે વૈદિક કર્મોથી વિરૂદ્ધ કર્મો થવા લાગ્યા; તે સમયે એક મહાભયંકર, વેદનિન્દક બુદ્ધનો ધર્મ જન્મ પામ્યો. એવું સંભળાય છે કે ગોરખપુરના એક રાજા કને આ પોપોએ યજ્ઞ કરાવ્યો તેમાં તેની પ્રિય રાણીનો સમાગમ અશ્વસાથે કરાવ્યાથી તે રાણી મરણ પામી. રાણીના મરણથી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો ને પુત્રને રાજ્ય સોંપી તે સાધુ થઈ જઈ આ પોપોના કર્મો જાહેરમાં લાવવા લાગ્યો. એનાજ અનુયાયી દાખલ અને બૌદ્ધ ધર્મની એક શાખા દાખલ ચારવાક તથા આભાણુક મત ઉત્પન્ન થયા એ લોકોએ વેદાદિ શાસ્ત્રોની નિન્દા કરી છે ને આવી તરેહના શ્લોક બનાવ્યા છેઃ—

पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति ।
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते ॥
मृतानामिह जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् ।
गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥

**અર્થઃ**—જો પશુ મારીને અગ્નિમાં હોમ્યાથી સ્વર્ગે જાય છે તો યજમાન પિતા આદિને મારીને સ્વર્ગમાં કેમ મોકલતો નથી! જો મરેલા માણસની તૃપ્તિ થવા માટે શ્રાદ્ધ તથા તર્પણ થાય છે તો મુસાફરીએ જનારાએ ભાતુ વિગેરે સાથે શા માટે લેવું જોઈએ? કારણ જો મરેલાને શ્રાદ્ધ તર્પણ આદિથી અન્ન તથા જળ પહોંચે છે તો પછી આ દુનિયામાં જીવતા માણસને જો તે મુસાફરીએ જાય તો ઘરના માણસ ઘરમાં રાંધીને કેમ ન પહોંચાડી શકે?

બૌદ્ધ, ચારવાકાદિ મત વાળાઓના ઉપર પ્રમાણેના યુક્તિ પૂર્વક વાદવિવાદ ઘણા લોકોને પસંદ પડયા. લોક નામધારી બ્રાહ્મણોના દુષ્ટ અને જુલમી કર્મોથી કંટાળ્યા તો હતાજ પણ એમની સામે થયા યોગ્ય કોઈ પુરૂષ મળી આવવાનીજ ખોટ રહી હતી. તે ખોટ પૂરી પડયાથી ઘણા લોક બૌદ્ધધર્મી અને નાસ્તિક બનતા ચાલ્યા. તેમ થતાં થતાં તેમાં રાજાઓ પણ

સામેલ થતા ગયા. અને આખરે આ નામધારી બ્રાહ્મણોનું ટટ્ટુ આગળ ન ચાલ્યું ત્યારે તે લોકો પણ તેમાં સામેલ થતા ગયા.

જૈન મત પણ આ સમયેજ ઉત્પન્ન થયો. બૌદ્ધ, ચારવાક અને જૈન એ ત્રણે મતો નાસ્તિક તથા વેદનિન્દક છે. જે સમયે આ ધર્મોનો જન્મ થયો તે સમયે બ્રાહ્મણો વૈદિક કર્મથી નષ્ટ, ભ્રષ્ટ, થયા હતા, વેદાભ્યાસ છૂટી ગયો હતો અને ઉપર લખ્યા પ્રમાણે બ્રાહ્મણો અઘોર કર્મો આચરી બેઠા હતા; અને તેમના સર્વ કૃત્યોનું મૂળ વેદ છે એમ બતાવતા હતા. એ કારણને લીધે બ્રાહ્મણોના બહારના દુષ્ટ કર્મો એજ વૈદિક કર્મો છે એવું જાણી અને વેદનો ખરો અર્થ ન સમજી જૈનાદિ મતવાળાઓએ વેદની નિન્દા કરી છે. આ લોકોએ વેદનું પઠન પાઠન, યજ્ઞોપવિત, ને બ્રહ્મચર્યાદિ નિયમો વિગેરેનો પણ નાશ કર્યો. વેદાદિના જેટલા ગ્રંથો જ્યાં જ્યાં મળ્યા તેનો નાશ કર્યો. આર્યો ઉપર ઘણો વખત સુધી રાજસત્તા પણ ચલાવી ને બહુ દુ:ખ દીધું. એમ થતાં થતાં જ્યારે આ નાસ્તિક શિરોમણી લોકો ભય રહિત થયા ત્યારે પોતાના મતવાળા ગૃહસ્થ તથા સાધુઓની પ્રતિષ્ઠા ને વેદમાર્ગિઓનો અપમાન તથા પક્ષપાતથી દંડ કરવા લાગ્યા. ઋષભદેવથી તે ઠેઠ મહાવીર સુધી પોતાના તીર્થંકરોની મોટી મોટી મૂર્તિઓ બનાવી પૂજન કરવા લાગ્યા. અર્થાત્ પાષાણાદિ જડ વસ્તુની મૂર્તિપૂજાનો પ્રચાર જૈનોથી શરૂ થયો. પરમેશ્વરને માનવું ન્યૂન થઈ ગયું ને પાષાણાદિ મૂર્તિપૂજામાં લોકો લીન થઈ ગયા. એ પ્રમાણે આસરે ત્રણસો વર્ષ સુધી જૈનોનું રાજ્ય આર્યાવર્તમાં ચાલ્યું. એ અવધીમાં લોકો વેદાર્થ જ્ઞાનથી કેવળ શૂન્ય થઈ ગયા હતા. આ વાતને અનુમાનથી આસરે ૨૫૦૦ વર્ષ થયા છે.

જૈનાદિ મતવાળાઓએ પોતાના મતને અનુસરીને કેટલીક પુરાણ રચના કરી છે. તેમ ચારવાક મતના બૃહસ્પતિ નામના નાસ્તિકે વૈદિક મતની વિરૂધ્ધ ઉશ્કેરણી કરવા માટે, વૈદિક મતને લાંછન લગાડવા માટે પોતે કેટલીક રચના કરી છે ને પોતાના શિષ્યો કને પણ કરાવી છે.

એ પ્રમાણે જે સમયે આર્યાવર્ત નાસ્તિક મતોના અંધકારમાં અંધ બન્યો હતો તે સમયે એટલે આસરે ૨૨૦૦ વર્ષ પહેલાં દ્રવિડ દેશમાં શંકરાચાર્ય નામે એક બ્રાહ્મણ બ્રહ્મચર્ય પાળી વ્યાકરણાદિ શીખી તૈયાર થયો હતો. તે પોતે શાસ્ત્ર ભણેલો હતો ને જૈનોના ગ્રંથ પણ ભણ્યો હતો. એણે જોયું કે ખરો વૈદિક ધર્મ મૂકી લોકો કેવળ નાસ્તિક બન્યા છે માટે કોઈ પ્રકારે વાદવિવાદ કરી જૈન મતનો નાશ કરવો જોઈએ. શંકરાચાર્યે ઉજ્જૈનીના સુધન્વા રાજાની દરબારમાં જૈન લોકો સાથે વાદવિવાદ કરી તે લોકોને હરાવ્યા ને સુધન્વા રાજા પોતે જૈન મતનો છતાં શંકરાચાર્યના મતનો થયો. શંકરાચાર્યની પહેલાં શૈવમત થોડો ઘણો ચાલુ થયો હતો તેનું અને વામમાર્ગનું પણ શંકરાચાર્યે ખંડન કર્યું. પરંતુ શંકરાચાર્ય પોતાના વાવેલા બીજનું ફળ જોવાને ઘણા દિવસ જીવ્યો નહિ કારણ કે તે જૈનોનો દુશ્મન થઈ પડવાથી તેમને હાથે માર્યો ગયો. શંકરાચાર્યે ભારત વર્ષમાં ચાર ઠેકાણે પોતાના મઠ સ્થાપ્યા છે. અને તેના મરણ પછી શંકરાચાર્યના શિષ્યોની ઘણી પ્રતિષ્ઠા થવા લાગી. ને બૌધ્ધ તથા જૈન મતનો નાશ થતો ચાલ્યો.

શંકરાચાર્યે અદ્વૈત મતની સ્થાપના કરી છે. તે મતનું પરીક્ષણ કરવાનું આ સ્થળ નથી. પરંતુ અત્રે એટલુંજ કહેવું બસ છે કે શંકરાચાર્યે કેવળ ઉપનિષદો તથા બીજા ગ્રંથો શિવાય વેદનો અભ્યાસ કરેલો નથી. એમ તેનાં પુસ્તકો ઉપરથી સાફ જણાઈ આવે છે. અને તેજ કારણથી ઈશ્વર અને જીવને એક માનવામાં તેની ભૂલ થઈ હોય એમ જણાય છે.

શંકરાચાર્યપછી તેના મતનો ફેલાવો તેના શિષ્યો કરતા હતા. અને ૩૦૦ વર્ષ પછી ઉજ્જનીમાં વિક્રમાદિત્ય નામે મહાન પ્રતાપી રાજા થઈ ગયો અને વિક્રમાદિત્ય પછી ૫૦૦ વર્ષે ભોજ રાજા થઈ ગયો. આ બેઉ રાજાઓએ પંડિતોને ને વિદ્વાનોને બહુ ઉત્તેજન આપ્યું છે. તેમના પછી કોઈ તેવા પરાક્રમી રાજા

થયા હોય એવું જણાતું નથી. જો કે શંકરાચાર્યની પૂર્વે વામ માર્ગિઓ અને પાછળથી શૈવાદિ સંપ્રદાય ચાલતા હતા પણ મહારાજા વિક્રમ પછી શૈવોનું જોર વધતું ચાલ્યું. જેમ વામમાર્ગિઓમાં મહાનિર્વાદિ શાખા છે તેમ શૈવોમાં પાશુપતાદિ શાખાઓ થઈ. લોકોએ શંકરાચાર્યને શિવનો અવતાર ઠરાવ્યો. વામમાર્ગિઓમાંના ઘણા ખરા બેઉ મતને મળતા રહ્યા. વામ માર્ગિઓ શિવની પત્ની દેવીના અને શૈવો મહાદેવના ઉપાસક થયા. આ બેઉ પંથવાળા હજી સુધી રૂદ્રાક્ષ તથા ભસ્મ ધારણ કરે છે. પરંતુ બધાએ વામમાર્ગિ શૈવ નથી. **धिग् धिक् कपालं भस्मरुद्राक्ष विहीनम्** ભસ્મ રૂદ્રાક્ષ વગરના કપાળને ધિક્કાર હજો અને **रुद्राक्षान् कण्ठदेशे दशनपरिमितान्मस्तके विंशती द्वे...** એટલે ગળામાં બત્રિસ ને મસ્તકે ૪૦ રૂદ્રાક્ષ પહેરવા; એવા એવા શ્લોક બનાવી બેઉ મતવાળાઓએ મળીને યોનિ અને લિંગની પૂજા શરૂ કરી. જે જળાધારી અને મહાદેવના લિંગના નામે પૂજાય છે. આવી પાષાણની બિભત્સ મૂર્તિઓમાં એ લોક ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્દિ માનવા લાગ્યા!

જૈન લોક પોતાના મંદિરોમાં મૂર્તિઓ સ્થાપી દર્શન પર્શન કરવા જતા હતા. એ જોઈને કેટલાક શૈવો પણ જવા લાગ્યા ત્યારે એ લોકોએ તેનો નિષેધ કરી શ્લોક બનાવ્યા; જેમ કે **हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमंदिरम्** । સામેથી છુટેલો હાથી આવતો હોય તો મરણના ભયથી પણ જૈનમંદિરનો આશ્રય ન કરવો! ભોજના વખતમાં મારકંડેય ને શિવપુરાણાદિ બનેલા હતા. અને રાજા ભોજે શિવપુરાણના બનાવનારના હાથ—તે પુરાણ વ્યાસના નામથી બનાવ્યું તેથી—કાપી નાખ્યા હતા. આ વાત રાજા ભોજના બનાવેલા સંજીવની નામના ઈતિહાસમાં લખેલી છે. "આ પુસ્તકમાં લખ્યું છે કે વ્યાસે ૪૦૦૦ અને તેના શિષ્યોએ ૫૬૦૦ મળી લગભગ ૧૦૦૦૦ શ્લોકનું પ્રમાણ યુકત ભારત બનાવ્યું હતું તે રાજા વિક્રમના વખતમાં ૨૦૦૦૦ શ્લોકનું અને મહારાજા ભોજ લખે છે કે મારા પિતાના વખતમાં ૨૫૦૦૦ અને મારી અડધી ઉમરમાં ૩૦૦૦૦ શ્લોકનું ભારત મળે છે.

અને એમ જો બનતું જશે તો આગળ જતાં ભારતનું પોથું એક ઉંટના ભાર જેવડું થશે! પણ સુદૈવથી હવે તેમ નહિજ બને એવું લાગે છે. અસ્તુ.

મહારાજા ભોજની પાછળ ૧૫૦ વર્ષે પછી કંજરવર્ણમાં જન્મેલા એક શઠકોપ નામના શખ્સે વૈષ્ણવ પંથની શરૂઆત કરી. (આ પંથ તે વલ્લભી સંપ્રદાયનો પુષ્ટિમાર્ગ નહિ.) શઠકોપ પછી ભંગી કુળમાં જન્મેલા મુનિવાહને, તે પછી યવન કુળમાં જન્મેલા યાવનાચાર્યે અને બ્રાહ્મણ કુળમાં જન્મેલા રામાનુજે આ પંથની વૃદ્ધિ કરી. શૈવોએ શિવપુરાણ વિગેરે, શક્તિના ઉપાસકોએ દેવી ભાગવત વિગેરે, અને તેમજ વૈષ્ણવોએ વિષ્ણુપુરાણાદિ બનાવ્યાં. આ પુરાણ પ્રમાણ યુક્ત તથા માન્ય ગણાવા માટે તેમાં વ્યાસાદિ મહર્ષિઓના નામ મૂકી તેમના નામથી બનાવ્યાં. આ લોકોએ પુરાણ બનાવ્યાં તો બનાવ્યાં પરંતુ નામ પણ પોતાના લખ્યા હોત તો સારૂં હતું. પણ કોઈ દરિદ્રી પોતાના છોકરાનું નામ મહારાજાધિરાજ લખે તેમ આ આધુનિક પુરાણોને કોઇ સનાતન લખી મારે તો તેને કોણ રોકનાર હતું? પરંતુ જેમ સત્ય ઢાંક્યું રહેતું નથી તેમ જૂઠું પણ રહેતું નથી. કારણ જે પ્રમાણે આ મતવાળાઓના માંહોમાંહે ઝગડા ચાલતા હતા તેમ આ પુરાણોમાં પણ નજરે પડે છે. અને તે ઉપરથી સુજ્ઞ વાંચનારને તરત જણાઇ આવે છે કે આ બધી ઠગારાઓની ઠગવિદ્યા છે. વલ્લભાચાર્ય, સ્વામિનારાયણ, કબીર, નાનક વિગેરે ક્યારે થયા ને તેમના પંથો ક્યારથી ચાલવા લાગ્યા તે તો સૌ જાણે છે, એટલે બાકી રહેલા પંથ વિષે અત્રે વિશેષ લખવાની જરૂર નથી.

એ પ્રમાણે, ભરતખંડમાં જુદા જુદા મતો ક્યારે થયા અને ભરતખંડની ધર્મ સંબંધી અવનતિ કેવી રીતે થતી ગઈ, તેનો ટુંક હેવાલ ઉપર આપ્યો છે. અને સાથે સાથે પુરાણો કોણે બનાવ્યાં તેનો પણ વાંચકને ખ્યાલ થયો હશે. પુરાણની કથાઓ એજ હિંદુઓનો ધર્મ થઈ પડયો છે; અને તેઓ તદન આંધળા બની જઈ પુરાણના અસંભવીત ગપાટા ખરા છે કે ખોટા તેનો ખ્યાલ પણ કરતા નથી.

પરંતુ ફેરફાર એ સૃષ્ટિનો નિયમ છે. અને તે નિયમ પ્રમાણે મહાન્ કૃપાળુ ઈશ્વરની ઈચ્છાથી મહાભારતમાં મહર્ષિ સ્વામી દયાનંદે પાછો વૈદિક સૂર્યનો ઉદય કર્યો છે. લોકો પાછા આર્ય નામ ધારણ કરી તે પ્રમાણે વર્તવા લાગ્યા છે. અને આજે આર્યોનો એક મોટો સમૂહ બંધાવા માંડ્યો છે. હાલ ઘણા હિંદુઓ પણ પોતાનો દુરાગ્રહ મૂકી આર્ય થવા માંડ્યા છે. અને જો આર્ય સમાજોમાં આર્યોનો શ્રમ સારી રીતે જારી રહેયો તો હવે આશા રખાય છે કે ધીરે ધીરે લોકો પોતાનું અજ્ઞાન તજી દઈ, વિચારનું અવલંબન કરી આર્યો બનતા જશે. પરમેશ્વર કરીને બધા હિંદુઓ આર્ય બને ને આપણો કંગાલ, અજ્ઞાની, કુસંપી ભરતખંડ ફરીથી પોતાના પ્રાચીન વૈભવથી પ્રકાશી પોતાના ખોઈ દીધેલા સુવર્ણભૂમિ પદને પામે એવી તે જગદીશ્વરની અત્યંત નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

આ પુસ્તકમાં જે કંઈ લખ્યું છે તે કોઈ પણ દ્વેષબુદ્ધિથી ન લખતાં લોકોને સનાતન વૈદિક ધર્મ તરફ લાવવાની મતલબથી જે સત્ય લાગ્યું તે લખ્યું છે. તેમ કરતાં ખોટાનો પરીસ્ફોટ કરવો પડયો છે. અવિચારી તથા કેવળ પુરાણની લીલાને ધર્મ માની બેઠેલા લોકોને આ પુસ્તક કદાચ અપ્રિય થાય તો ત્યાં અમારો નાઈલાજ છે. ખોટાનો નાશ અને સત્યની ઉન્નતિ કરવી એ દરેક મનુષ્યનો ધર્મ છે ને તેમાંજ મનુષ્યપણું છે. પણ જે માણસ પોતે જાણતાં છતાં કેવળ સ્વાર્થને ખાતર ખોટી ચીજને ખરી મનાવવા માટે દુરાગ્રહ કરે છે તેને શાની ઉપમા આપવી એ અમે કહી શકતા નથી.

**કાંદાવાડી—મુંબઈ.**
**તા. ૧૯ મે ૧૮૯૯.**

**કર્તા.**

# સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી.

## પ્રકરણ ૧ લું.

### દેવલોકમાં ભોજન.

---

વરસાદની કટકટ દુર થઈ. શરદ ઋતુનો અધિકાર શરૂ થયો ખેડુતોની આઠ પ્રહર મહેનતનો ચમત્કાર ખેતરોમાં દેખાવા લાગ્યો- નૃપ, તાપસ, વણિક ને ભિખારીઓને પોતપોતાના કામમાં અનુકુળતા થઈ. મયુરઆદિ પક્ષી જ્યાં ત્યાં યથેચ્છ વિહાર કરવા લાગ્યા. નદી--તળાવોનું જળ આળસુ ધણીના ધનની પેઠે ઘટવા લાગ્યું. મીન કચ્છપાદિ જલ–જીવ, પાતકી રાજ્યમાં અકાલ દલિત પ્રજાની પેઠે પીડિત થવા લાગ્યા. સુરાજ્યમાંથી જેમ દુષ્ટજન બહિષ્કૃત થાય-છે તેમ માખી મચ્છર આદિ દુઃખદાયી જંતુ પલાયિત થયા. મન્દ, સુગન્ધ, શીતલ સમીર વહેવા લાગ્યો. આકાશ–સરોવરમાંથી મેઘ–માલાની શ્યામતા દુર થવાથી નિર્મલ નીલ–જલ શોભા આપવા લાગ્યું. જેવી રીતે મતવાળાનો નશો ઉતરવાથી અથવા સજ્જનોના ચિત્તમાંથી મદમોહ દુર થવાથી તેમની શોભા દીસે છે. તેવીજ દશા આકાશ–સરોવરની દેખાવા લાગી. શરચ્ચંદ્ર પરિશો-ભિત ગગનમંડલ પ્રકાશિત થયું. તેથી કમલની પેઠે ખીલેલા તારા સંકુચિત થયા. નારી કમોદિની પ્રિય પ્રીતમનો મુખચંદ્ર નિહાળી વિકસિત થઈ. વન–ઉપવન, સુમન–વાટિકા, નદ નદી ને વૃક્ષાવલીમાં ચંદ્રકિરણો છંટાઈ રહ્યા. શસ્ય–પૂર્ણા વસુન્ધરા ગર્ભિણી સ્ત્રીની પેઠે ફીક્કી પડી. દિશોપદિશા હાસ્ય–નૃત્ય કરવા લાગી. દિવાકરની ઉષ્ણ રશ્મિ દિન પરદિન સુખદાયી તથા પ્રિય લાગવા લાગી. સંસાર

ચક્રનો એવોજ નિયમ છે કે સદા એક વસ્તુ સુખ કે દુઃખ નથી આપતી, એવું સમજીને જ ધીર જન વિપત્તિમાં ધૈર્ય ધારણ કરે છે.

એ પ્રમાણે કાળની ધુરીપર ધરણી ચક્રનો ફેરો ફરતો ફરતો દેવોત્થાપિની એકાદશી આવી લાગી. એ શો તહેવાર છે ? ચાર મહીના સુધી પડયા પડયા ઘોરતા દેવતાઓને જાગવાનો દીવસ છે. અમારા આધુનિક પુરાણિકોની એમાં શાક્ષી છે. એ સમયે મર્ત્યલોકમાં જે આનંદોલ્લાસ થાય છે—આપ જાણો છો કે—તેની હદ આવે છે. એની પહેલાં સફેદ શેરડી ખાવી અમારા પુરાણિક ભાઇઓ ઠીક નથી ધારતા. પ્રથમ જે શેરડી આવે છે તે કાચી હોવાથી મીઠી નથી લાગતી. અક્કલના બારદાન પ્રેમીજન એમ માને છે કે આ એકાદશીને દિવસે ચાર માસ સુધી તરસ્યા રહેલા દેવગણ શેરડીનો રસ પી જાય છે તેથી તેમાં મીઠાશ નથી હોતી. જો દેવતાઓ રસ પી જાય છે એ વાત સત્ય છે, તો પછી દેવસ્થાનને પણ કંઇક ફાયદો તો થવોજ જોઇએ. પરંતુ આ દીવસે જ નહિ પણ તે પછીના ૧૫–૨૦ દિવસ સુધીમાં પણ શેરડીમાં મીઠાશ આવતી નથી. ગમે તેમ હોય એ લોકની સ્થિતિ કેવી છે તે આપ જાણો જ છો.

એમ છે તો પછી અમારી કલમના ઘસારામાંથી દેવલોકનું કંઈક વૃતાંત સાંભળો. પોથીઓમાં અથવા પોથાધારી પંડિતોને મોઢે આપે ઘણા દિવસ થયા ઇંદ્રલોક, શિવલોક,વિષ્ણુલોકની કથાઓ વાંચી કે સાંભળી છે. આજે અમે પણ સક્ષેપમાં દેવલોકની ગાથા કહીએ છીએ. પુરાણવેત્તા કહીગયા છે કે શાસ્ત્રમાં તર્ક–બુદ્ધિ યોગ્ય નથી અમે પણ એમાં કોઈ વાત જુઠી નથી લખી. હર ! હર ! અમને અનર્ગલ લખવાનું શું પ્રયોજન છે ? અમે સમ્પાદક છીએ. જેણે જેવું લખી મોકલ્યું તેવુ કમ્પોજ કરવા આપી દીધું છે. આ લેખ અમારા એક આર્ય બન્ધુએ મોકલ્યો છે. જે હમણાં ડીસેમ્બરમાં દેવલોક પામવાથી પરમપદને પામ્યા છે. એમણે ત્યાંથી કોઇ એક રીતથી કોઈનીસાથે મોકલ્યો છે. એ વાત કોઇને અસંભવિત લાગે તો અમે

બતાવવાને તૈયાર છીએ. પણ એ ત્યારે જ બતાવી શું કે જ્યારે અમને કોઇ ગાત્રદાનથી ગાત્ર બનેલા દેખાડે; ને તેરમાને દીવસે આપેલા શય્યાદાનની રસીદ મંગાવી આપે, અથવા શ્રાધ્ધ પક્ષમાં લાડુભટ રૂપી ટપાલ મારફતે મોકલેલા ભોજનની પહોંચ દેખાડે, નહીં તો હજાર વાતની એક વાત અમે ઉપર લખી મૂકી છે કે તર્કબુધ્ધિ યોગ્ય નથી. તો પછી આપ હઠ શા માટે કરો છો? જો આપ પુરાણને માનો છો તો અમારા ઉપર આક્ષેપ ન કરો. દેવતાઓનું દીવ્યસ્વરૂપ તદનુસારે જ વર્ણવીશું. માટે ધ્યાનથી સાંભળજો.

સ્વર્ગમાં ઇંદ્રાદિ દેવતા જાગી પડ્યા. ચતુર્દિકૂમાં આનંદ વાદ્ય થવા લાગ્યાં. અપ્સરાઓ વિવિધ ગીત—નાદથી નૃત્ય ગાન કરવા લાગી. આનંદોલ્લાસથી સુરપુર ભરાઇ ગયું.

આ અવસરે સુરપતિ ઇંદ્રે વિચાર કર્યો કે આજે સર્વ દેવતાઓને નિમંત્રણ કરવું જોઇએ. ઇંદ્રાણીને પણ પૂછવાથી તે તેમની સાથે સહમત થઇ. પુત્ર ને અમાત્ય વર્ગની સમ્મતિથી ભોજન આપવાનો નિશ્ચય થયો, તે મુજબ સર્વ દેવતાઓને નારદને હાથે સૂચના પત્ર મોકલવામા આવ્યાં કે આપ સર્વેએ પુત્ર, કલત્ર ઇષ્ટમિત્રો સહિત આવી આમારૂં દીનનું ગૃહ પાવન કરવું.

અમારા કેટલાક ભાઇ સ્ત્રીને પગની પાની સમજે છે. તેઓ ઇન્દ્રમહારાજને હસશે કે તેમણે પ્રથમ ઇંદ્રાણીની સમ્મતિ લીધી ને દેવોને સ્ત્રી સહ આવવાનું નિમંત્રણ કર્યું. એ લોકોની ભૂલ દૂર કરવી જોઈએ. સ્વર્ગ લોકમાં પરમ ધાર્મિકી, વિદુષી ને વીરાંગના વીરજાયા છે. મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી, મધુકૈટભસંહારકારિણી દુર્ગા ભગવતીની કથા આપે શું નથી સાંભળી ? ત્યારે સ્ત્રી જાતિને હલકી માનવી એ આપની મોટી ભૂલ છે. વિશેષતઃ ભગવતીના ઉપાસકોએ તો એમ ન જ માનવું જોઇએ.

નિયત સમયે, ઇંગ્રેજ લોકો જેમ પોતાની પ્યારી લેડીઓને લઇને

આવે છે તેમ આમંત્રિત દેવગણ બની ઠનીને આવવા લાગ્યા. સૌથી પહેલાં ગણપતિ ગણેશ મોટું પેટ કરી ઋદ્ધિ; સિદ્ધિ સાથે મૂષક ઉપર સવાર થઈ સુંઢ ફડફડાવતા આવી પહોંચ્યા. તે પછી હંસયુકત વિમાન ઉપર આરૂઢ થઈ, હાથમાં કમંડલ લઈ, સાવિત્રી સહિત બ્રહ્મા વિદ્યમાન થયા. મહેશ્વર રૂંડમાલ પેહેરી, બળદપર સ્વાર થઇ, ચંદ્રરેખાથી વિભૂષિત થઇ, હાથમાં ત્રિશૂલ લઇ પાર્વતી સાથે આવ્યા. ભગવાન વિષ્ણુ ગરૂડપર ચઢી શંખ, ચક્ર, ગદા. સારંગ ધારણ કરી લક્ષ્મી સાથે આવી વિભૂષિત થયા. ભૈરવજી આફ્રિકાના સિદ્દીની પેઠે કાળું મોં ને રકત નેત્ર કરી ઇંગ્રિજોની પેઠે સાથે કૂતરા લઇ, ત્રિશૂલ ધારણ કરી, ડોલતાં બેસી ગયા. શ્રી કૃષ્ણચંદ્ર સોળહજાર રાણીઓ પટરાણીઓ ને ગોપીઓ સાથે વાયુ સમ શીઘ્રગામી ઘોડાના રથ ઉપર ચઢી મોટાં વાજાંના નાદ સાથે સુશોભિત થયા. સહસ્ર ફણાવાળા ફણીશ શેષનાગ પણ હજારો ફણાંઓમાંથી પલાશના પાંદડાં જેવી લાલ લાલ જીભો હલાવતાં આવી પહોંચ્યા. સ્વામી કાર્તિક પણ સસ્રીક મયૂર પર બેસી હાથમાં સાંગ લઇ આવી બીરાજ્યા. એ પ્રમાણે યમ, કુબેર, વરૂણ અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, એકાદશ રૂદ્ર, દ્વાદશ આદિત્ય, આઠ વસુ. લોકપાલ, દિકપાલ તથા શેષશાયી ભગવાનના મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, ભાર્ગવાદિ ચોવીસ અવતાર પણ આવી વિદ્યમાન થયા. તે પછી વીણા પુસ્તક ધારિણી, વિદુષી સરસ્વતી હંસપર ચઢી આવી બીરાજી. ભગવતી દુર્ગા સિંહ, પર સ્વાર થઇ; ખડ્ગ, ચર્મ, પરશુથી પરિશોભિત વિભૂષિત થઇ; કાળું વિકરાળ વદન, રકત નેત્ર કરી; મોં ફાડી—એક ઓઠ ધરતી પર ને બીજાથી આકાશ સાથે વાત કરતી; હાથીની તાજી નીકળેલી લોહીથી ટપકતી ચામડી ઓઢી; જેના શરીરમાં માંસનું નામ નહિ એવી; મુંડમાલ પહેરી; કાળી બનાત જેવા કાળા મોંમાં મોટી લાલ જીભ કાઢી; મદમાં ચુર, હાથમાં નર—પંજર લઇ; અટ્ટહાસ કરતી

વિજળીની પેઠે તૂટી પડી. એજ પ્રમાણે અન્ય દેવી દેવતા સૌ પોત પોતાના વસ્ત્રાભૂષણ ને વાહનાયુધ સહિત આવી સુશોભિત થયા,

આ સમયે ઇંદ્રભવનમાં દેવના તેજથી ચળકાટ થતો હતો. જે સમયે કાલી જરા પોતાનું શિર હલાવતી હતી તે વેળાએ તેના વાળ સાથે અથડાઈ તારાગણ તૂટી પડતા હતા. એમના ભીમનાદથી ધરણી–ગગનાંતર વ્યાપી જતું હતું. ધ્વનીને પ્રતિધ્વની થવાની જગા મળતી નહોતી. સૂર્યના ઘોડા આમ તેમ રસ્તો મૂકી નહાસતા હતા. સચરાચર ત્રૈલોક્યમાં ક્ષોભ થતો હતો, એ સમયે સકળ અમરગણથી પરિવેષ્ટિત થયેલા મહારાજ ઇંદ્ર એવી શોભા આપતા હતા કે જેવી સન ૭૯ માં મહારાણી ભારતેશ્વરીને શહેનશાહત મળી હતી. દિલ્લી–દરબારથી વધે એવો આ ત્રિદશ–દરબાર પરિશોભિત થયો હતો. એનું વર્ણન કોણ કરી શકે? શેષ તો ત્યાં શરમાઇને ઉભા જ હતા. શારદા પણ ચૂપ બેઠી હતી.

મહારાજા ઈંદ્રે પ્રત્યેક દેવતાને મોટા માન તથા નમ્ર ભાવથી અભિવદંન કરી આસન તથા અર્ઘ્યપાદ્ય આપ્યાં ને અતીવ મૃદુ અને શીતલ વચનોથી એમને સંતુષ્ટ કર્યા. આજ કાલના ક્ષુદ્ર અમીરોની પેઠે મોટાઈ અથવા જોસમાં આવી કોઇ સાથે મીજાજ ન કર્યો. સર્વે બંધુ વર્ગ છે. એમની આપેલી રાજ્યશ્રી ને પ્રતિષ્ઠા હું ભોગવી રહ્યો છું. એમાં મોટો કોણ ને નાનો કોણ? એમ તે માનતા હતા.

ઈંદ્ર જેમ પોતાના બરોબરીઆ સાથે વર્તતા હતા તેથી વધારે પ્રેમ અને શાંત ભાવ પોતાના મંત્રીવર્ગ તથા ભૃત્યજનો પર રાખતા હતા. નિરંતર પ્રેમ ભાવથી સમજાવી વાત કરતા હતા. એક સામાન્ય સિપાઈને પણ ભાઈ કહી બોલાવતા હતા. એ શિવાય એમનામાં એક મોટો ગુણ એ હતો કે અન્ય પુરૂષની સામે પોતાના માણસની ઈજ્જત રાખતા હતા. તેનો ચાકર વર્ગ પણ એવો સંતુષ્ટ રહેતો

કે કામ પડે જીવ આપવા તૈયાર થતો હતો. એજ કારણથી અનુંશાસન થતાંને વારમાંજ વાત કરતામાં ૩૩ કરોડ દેવી દેવતાઓને ખાનપાનનો એક મોટો પ્રબંધ સર્વ લોકોએ હાથોહાથ કરી લીધો. મીઠું, તેલ, ને લાકડાં વિષે કોઈને પંચાત કરવાનો વખત ન આવ્યો. નિઃસંદેહ એવોજ નિરભિમાન, શીલવાન, સજ્જન પુરૂષ મોટપણ તથા માન આપવા યોગ્ય હોય છે. ખરામહાનુભાવનું વર્તન એવુંજ હોય છે. મહારાજ ઇંદ્રને સૌએ યથોચિત માન આપ્યો. એ પ્રમાણે પરસ્પર અભિવંદન ને કુશલ પ્રશ્ન થયા પછી દેવતાઓને વાસ્તે સોમલતાનું શરબત બનાવ્યું ને પંચામૃત પણ છીનાયું. શિવજીને વાસ્તે જુદી થંડાઇ છીનાઇ. ભૈરવ દુર્ગાદિ દેવ દેવીઓને સુરાપાન કરાવ્યું.

જમવાનો ઘંટ વાગતાં જ ગણેશાદિદેવગણ પોતપોતાના આસન ઉપર ભોજન અર્થે બેઠા. ૭ રસ, છપ્પન વ્યંજન પીરસાયા. લેહ્ય, પેય, ચર્વ્ય. ચોષ્ય, ભક્ષ્ય, ભોજ્ય આદિ પદાર્થોની કમતાઇ નહોતી. ભોજનની થાળી ખાદ્યદ્રવ્યથી ખીચોખીચ ભરાઈ ગઇ. પાકશાળામાં કેટલી જાતના પદાર્થ હતા એ ગણવું કઠણ હતું.

પ્રથમ પીરસાયા પછી દેવતાઓએ સચીપતિના આદેશાનુસાર જમવાનું શરૂ કર્યું. લમ્બોદર સુંઢ ઊંચી કરી કરીને પોતાની ઉદર—દરીમાં લાડુ ભરવા લાગ્યા. હનુમાનજી બેઉ હાથે માલપુઆ ને ગોળધાણી ફાકવા લાગ્યા. મહાત્મા કૃષ્ણચંદ્રે પ્રથમ માખણ મિસરી પર હાથ માર્યા પછી મોહનઠાર ઉડાવી. બ્રહ્માજી ચારે મોઢે મોહનભોગ આરોગવા લાગ્યા. ભગવાન વિષ્ણુ પણ યથારૂચી ખીર આસડવા લાગ્યા. શિવજીના ભોજનનો કંઇ ઢંગધડો નહોતો. જે વસ્તુ પર હાથ પડે તે વસ્તુ હસતાં હસતાં લેઇ મોંમાં મૂકી દેતા. કાલી ભૈરવ આદિ માંસ ઉપર હાથ મારવા લાગ્યા. સર્વ દેવ દેવીઓ યથારૂચિ પોતપોતાનું વહાલું ભોજન જમતાં હતાં.

દેવગણોમાં ઠઠ્ઠા મશ્કરી બહુ ચાલતી હતી. દેવાધિદેવ મહાદેવે

હસતાં હસતાં કહ્યું, "સુરેન્દ્રજી શ્રી કૃષ્ણચંદ્રને બહુ ના પીરસશો કેવળ ઘેલો તથા સુકુમાર વૈષ્ણવડીઓના ઘીના માલ ઉડાવતાં ઉડાવતાં એમનો મેદો બગડી ગયો છે. તે સુધરે ક્યાંથી ? એકાદશી સુધી તો કેટલુંક ઘી ઘાલી બનાવેલો કુટીનો હલવો એડલો તો ઉડાવ્યો છે કે, આંગળીઓને વળગેલું ઘી ઘોતાં નીકળતું નથી. પરિશ્રમ કર્યાવિના તે કંઈ પચે? "

બ્રહ્માજી બોલ્યા, " એતો મોટા મહાત્મા છે. ગોપીઓ સાથે એમણે ઘણાં દિવસ રાસ વિલાસ કર્યા છે, સખીભાવથી પૂજતાં પૂજતાં એમનામાં પણ કંઈક સખીભાવ આવી ગયો છે. સ્ત્રીઓને ભૂખ બહુ હોય છે પણ કોણ જાણે આપને શાથી ઓછી લાગે છે ? હા, પણ લાગે તે શાની ? ગાદીએથી ઉતર્યાં ગાડીએ ચઢયા ને ગાડીથી ઉતર્યા ગાદી પર બેઠા. મોટા માણસો ને શેઠ સાહુકારોનાં રમકડા છો."

આનંદકંદ કૃષ્ણચંદ્રે પણ એક બે વાતો કહી. બ્રહ્માની મશ્કરી કરી કહ્યું, " ભાઇ, આમની ખબર સારી રીતે લેજો. ચોમુખી બાવા છે " વળી શિવજીને સંબોધીને કહ્યું, " કહો ભગવાન્ કેઇ વસ્તુનો સ્વાદ આવ્યો ( આંગળી બતાવી ) તે તો કહો. "

વિષ્ણુ પણ બ્રહ્માની મશ્કરી કરી બોલ્યા, "જુઓ તો, જાણે દુકાળમાંથી આવ્યા હોય તેમ ચારે ડાચા ભરી રહ્યા છો; ભંગીને વાસ્તે કંઇ રહેવા દેજો. "

બ્રહ્મા બોલ્યા; " હું આવા બહુરપીના કહેવા ઉપર ધ્યાન નથી આપતો, એતો મૃત્યુ લોકમાં હમેશ નવી કળાઓ કરે છે; ચીડાઓછો શાને ? તમે તો અનેક રૂપથી પેટ ભરી લેશો. "

સારાંશ એ પ્રમાણે હસતા ને વાતચીત કરતાં કરતાં દેવલોક જમતા હતા. સૌથી વધારે મશ્કરી મહારાજ કૃષ્ણચંદ્રની થતી હતી.

એટલામાં સહસ્રાક્ષે પોતાની હજારો આંખ ઉઘાડી ચારે તરફ દૃષ્ટિ કરી તો માલૂમ પડ્યું કે સૌની થાળીઓમાંથી ખાદ્યદ્રવ્ય ઘટી

પડયું છે. અમાત્ય તથા ભૃત્યજનોને ખાવાનું લાવવાનો હુકમ કર્યો; ને જાતે પીરસવા લાગ્યા. પીરસતાં પીરસતાં વરાહજી પાસે આવી જોયું તો બધું પીરસેલું જેમનું તેમ પડયું હતું .વરાહજી દીર્ઘ નિશ્વાસ મૂકી રહ્યા છે. ક્રોધને લીધે નેત્ર રક્તવર્ણ થઇ રહ્યા છે. તે સમયે એમની ભયંકર આકૃતિ જોયાથી જણાતું હતું કે એ પોતાના તુંડ પ્રહારથી ત્રિલોકને ઉધ્વસ્ત કરી નાંખશે. એક વાર મહાત્મા ઇંદ્રે અતીવ નમ્રતા તથા કોમલતાથી હાથ જોડી તથા સદ્ગદિત થઈ નમ્ર પ્રાર્થના કરી કે " દાસનો શો અપરાધ થયો છે કે જેથી આપે આજે વિધિપૂર્વક ભોજન કર્યું નથી ? કીંકર જાણી ક્ષમા કરો. "

વરાહજી જરા પણ ન બોલ્યા. પત્થરની મૂર્તિની પેઠે મૌન ધારણ કરી રહ્યા દેવી દેવતા એમની તરફ જોવા લાગ્યા. "હેં ? આ રંગમાં ભંગ શો થઈ ગયો ? ખીલેલું કમળ એકાએક કેમ બંધ થઇ ગયું ? પૂર્ણચંદ્રને એકદમ ખગ્રાસ કેમ થયો ? સૌ ચકિત તથા વિસ્મિત થઈ ગયા. ત્રીજીવાર જ્યારે ઇંદ્રે વિનંતિ કરી ત્યારે વરાહજીનો ક્રોધાગ્નિ કંઈક શાંત પડયો.

વરાહજી બોલ્યા, "આપ એટલું કષ્ટ શા માટે વેઠો છો ? બીજાઓને પૂછો. દરેકને યથારૂચિ અને ભાવતું ભોજન આપો. અમારા જેવા અયોગ્ય જીવો સાથે આપને શું પ્રયોજન છે ? ભાવશે તે ખાઈ લેશું. આ દેહ ધારણ કરવા માટે એજ શિક્ષા છે. ડૂબતી ધરતીને ઉદ્ધારવાનું આ જ ફલ છે. પરોપકારનો બદલો આવોજ મળે છે. ધરતીના કૃતઘ્ન નરો, જેમને માટે અમે અતિશય કષ્ટ વેઠયું, એજ જો સારી રીતે અમારી પૂજા નથી કરતા તો પછી આપનો એમાં શો દોષ છે! આપ તો અમારા રાજા છો. કોઈને વાસ્તે ભાંગ વાટી. કોઈએ મોહન ભોગ ઉડાવ્યો, સૌને યથા રૂચિ ભોજન મળ્યું. અહીં પૂછ્યુંએ નહિ કે તમને શું પસંદ છે ?"

મહાત્મા ઇંદ્ર સમજી ગયા. મનમાં કહેવા લાગ્યા કે, " એમને ઉપયુક્ત ભોજન નથી મળ્યું. વાત તો અનુચિત થઈ. પરંતુ એક વ્યક્તિને ખાતર સૌનું મન મલીન કરવું એ પણ અકકલથી દૂર છે. લાચાર છું હવે શું કરવું ? 'નાદાનની દોસ્તી ને જીવને જંજાળ' એ ખરેખરી કેહેવત છે. નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન સારો." અહીં ભગવાન વિષ્ણુ પણ પોતાના અંશાવતારનું મન મલીન જાણી મનમાંને મનમાં ખિન્ન થયા. ઔદાસ્યભાવ વદન મંડલ ઉપર ચળકવા લાગ્યો. શંકર ભોળાનાથે ભોળા ભાવે ભગવાન વિષ્ણુંને સાંત્વન કરવાનીબુદ્ધિથી હસતાં હસતાં કહ્યું, "ત્યારે જખમારવાને ડુકકરનો અવતાર શાને લીધો ? કિયા બેઅકકલે તમને આ રસ્તો દેખાડયો?" બ્રહ્માજીએ પણ મશ્કરી કરી પુષ્ટિ આપી કહ્યું, " એમને તોએવાજ ઢોંગ કરતા બહુ આવડે છે. માછલી, કાચબો ને ડુકકર બનવું એ ઢોંગ નહિ તો બીજુ શું ?એક તો નકામા ઢોંગ કરવા ને પાછળથી ગુસ્સે થવું. શું નર રૂપથી ધરતીનો ઉદ્ધાર નહોતો થતો ? તુંડ ઉપર જ પૃથ્વી ધારણ કરવી ઠીક લાગે છે ? આ અવતારની જરૂર જ શી હતી ? ડુકકર કોઈ જળનો જીવ નથી કે જે પાતાળમાં સહેલથી જઈ શકે ? કચ્છ અવતારથીયે એ કામ બની શકત. કાચબો જળનો જીવ હોવાથી પાતાળમાં જેટલી સહેલાઈથી જઇ શકે છે તેટલી સહેલાઈથી ડુકકર કદી જઇ શકતો નથી અને જો નવોજ વેશ લેવો હતો તો પછી મગર શા માટે ન બન્યા ?'

શીવજી પાછા હસીને બોલ્યા, "આપ મોટા છો. પ્રજાને ભોજન આપો છો. મોટાને હાથે મોટી ભૂલ થઇ હોય તોયે કોઇ કહેતું નથી. મનમાં જ સમજી જાઓ, શાંતિ ધરો. ક્રોધમાં મનુષ્યનું સાધારણ જ્ઞાન પણ નષ્ટ થઈ જાય છે. ભૃગુએ લાત મારી હતી તોએ આપ અસંતુષ્ટ નહોતા થયા.મોટાનુ મોટપણ ક્ષમા તથાશાંતિમાં જ છે. ક્ષમા-સારા હિ સાધવ: ક્ષમા બઢનકો ચાહિએ છોટનકો ઉતપાત. વળી, હવે પછી વરાહજીના ભોજનનો બંદોબસ્ત યથાયોગ્ય કરવામાં આવશે કે જેથી એમનું મન નહિ દુખાય. " ઇંદ્રને કહ્યું કે, "આજે જ

ચિત્રગુપ્ત પાસે લેખ લખાવી મૃત્યુ લોકના પોપ મંડલના નામ ઉપર નોટીસ મોકલાવો કે સૌ લોક મહારાજની યથાયોગ્ય પૂજા કરે ને પ્રસાદ પણ આપે. નહિ તો તેઓ નરકગામી થશે. જે આજ્ઞાથી વિપરિત ચાલશે તેના ઉપર અમારો કોપ થશે, અમે સૌ ભાઇઓ છીએ. દેવતાઓની પદવી સૌની સરખી છે તમે સૌ મોટી મૂર્ખાઈ કરો છો કે પોતાના ઉપાસ્ય દેવને મોટો ને બીજાના દેવને નાનો ગણો છો. એ ભૂલ નહિ પણ ગુનોહ છે. હવે પછી તે માફ નહિ થાય."

ભૈરવજીએ ટેકો આપતાં કહ્યું, "કારણ શું છે કે વરાહજીની યથાવત પૂજા નથી થતી? અમારી સભાએ દેવલીસ્ટમાંથી કંઇ એમને બાતલ નથી કર્યા. તો પછી આપ લોક કેમ જીવ સંતાડી કૃતઘ્ન બનો છો? એ તો પ્રત્યક્ષ સિદ્ધિ આપનારા છે."

વિષ્ણુએ કહ્યું, "જે કંઇ આપ કહોછો તે સત્ય છે. પણ કોઇ વાત અનિયમિત ન થવી જોઇએ. આવી વેળાએ કોઇ ઠરાવ જ્યાં સુધી તેના ઉપર પ્રથમથી વિચાર ન કરવામાં આવે ત્યાં સુધી પસાર થઇ શકે નહીં. અમે જમવા આવ્યા છીએ, નહિ કે નિયમ બનાવવા. સૂચના પત્રમાં એવી કોઇ વાતનો ઉલ્લેખ નહોતો કે પંચ પણ ભરાશે, અરે એવી તો કેટલીએ વાતોની ફરિઆદ કરવાની છે. શું આપ નથી જાણતા કે દેવ—દેવીઓ ઉપર વ્યભિચારાદિ સેંકડો દોષ આજ કાલ લાગુ કરેલા છે. લાઇબલ અર્થાત આબરૂને બટ્ટો લગાડયાની ફરિઆદ એ લોક ઉપર લાગુ કરી શકાય છે, અને જે અર્થે એના ઉપર વ્યાસજીની છાપ લગાડી છે, તે અર્થે તેમના ઉપર ફૉર્જરીનો અર્થાત ખોટી સહી કર્યાનો આરોપ આવે છે. આપણે આશા રાખીએ છીએ કે વ્યાસજીએ કદી પણ દેવગણો માટે પોતાની કલમથી ખરાબ લખ્યું નહિ હોય. એમના હસ્તાક્ષર મેળવવા જોઇએ, બલ્કે એમને બોલાવીને પૂછીએ કે એ શી વાત છે? શું એમણે લાંચ લઇને સહી કરી આપી છે કે પંડીતોની લુચ્ચાઇ છે? એવી કેટલીક વાતોનો નિર્ણય કરવો જરૂરનો છે માટે એક

સાધારણ સભા ભરવી જોઇએ, અને જે જે વાતોનો નિર્ણય કરવો જરૂરનો છે તે વાતો પ્રથમ સબ્જેક્ટ કમિટી પહેલાં ચુંટી કહાડે અને તે જ વાતો ઉપર સાધારણ સભામાં વિચાર થવો જોઇએ."

વિષ્ણુ ભગવાનની આ વાત સર્વમાન્ય થવાથી સૌ પ્રેમપૂર્વક જમી રહ્યાં. મહાત્મા ઇંદ્રે પ્રત્યેક બંધુના અત્યંત પ્રેમથી હાથ ધોવરાવ્યા. પ્રિય વાંચક, સ્વર્ગમાંથી અમારા મિત્રે આ હેવાલ મોકલ્યા પછી, સ્વર્ગમાં વિષ્ણુ ભગવાનના કહેવા મુજબ સબ્જેક્ટ કમિટી ભરાઇ હતી તેનો હેવાલ પણ મોકલ્યો છે. તેમાં જે જે ઠરાવ વિગેરે થયા તે સૌ હવે પછીના પ્રકરણમાં આપ્યા છે.

---

## પ્રકરણ ૨ જું.



## સ્વર્ગમાં સભા.

દેવલોકના ભોજન સમયે જે સભા થવાનો નિશ્ચય થયો હતો તે સભાનો વૃતાંત પણ સ્વર્ગસ્થ અમારા મિત્રે મોકલ્યો છે જે અર્થે આ કમિટી કેવળ મૃત્યુલોકના નિવાસીઓને શિખામણ આપવા માટે થઈ હતી તે અર્થે જેવી હકીકત અમને મળી છે. તેવી હકીકત અત્રે છાપવી જરૂરની છે.

શરદનો અંત આવતાં જ વસંતરાજનો સાજ ચારે તરફ ફેલાઈ ગયો. જેમ યૌવન પ્રવેશમાં શિશુતા શરમાઇને નહાસી જાય છે તેમ ભગવાન ભુવનભાસ્કરના કિરણોમાંથી કોમલતા દૂર થવા લાગી. જેમ સત્યશોધકને શાસ્ત્રીય પ્રમાણોથી ભરેલું વ્યાખ્યાન સુખદાયક થાય છે તેમ કોકિલાનો કલરવ કાનને પ્રીય લાગવા

લાગ્યો. મધુપ ભ્રમણ કરવા લાગ્યા ને પોતાના પ્રિય ગુંજારથી કુંજોને બનારસની કુંજ ગલીની પેઠે શોભાયમાન કરવા લાગ્યા. આમ્રવૃક્ષનો મોર કંઈક અપૂર્વ શોભા આપવા લાગ્યો. મદન મહિપતિના જગતને જીતનારા બાણ દસે દિશાઓમાં છાઈરહ્યા. તેના નાદ સાંભળી લલનાગણ પોતપોતાના પ્રાણેશ્વરોની શરણ લેવા લાગી. શું વર્ણન કરીએ? અનાર, કચનાર ને નરનારમાં જ નહિ પણ સંસારના પરિવારમાં વસંતની બહાર છાઈ રહી હતી.

આવો સુઅવસર જોઈ દેવરાજ ઇંદ્રના પ્રાઇવેટ સેક્રેટરીએ હાથ જોડી પ્રાર્થના કરીકે "હે સહસ્રાક્ષ, આપ સૌ દેવોના રાજા છો. તેથી ઉન્નતિ તથા અવનતિ આપને જ આધીન છે. જુઓ કે જે બાવીસ કરોડ માણસો ઉપર દેવતાઓનું ખાનપાન વસ્ત્ર—ભુષણ તથા સ્નાન આદિનો આધાર છે એમાંના થોડા જ માણસો એવા બચ્યા છે કે જે દેવતાની પૂજા કરે છે. અને બીજા નિમકહરામ થઇ ગુંગાપીર, શેખસદ્દો, જુમ્માપીર, વલિમિઆં, ગાજીમિઆં આદિ અગણિત મુડદાંની પૂજા કરે છે, અને દેવતા લોક ભૂખે મરે છે. પ્રથમ તો પૂજક લોકો કરતાં પૂજ્ય દેવતાઓની સંખ્યાજ દોઢી કરતાં વધારે છે. તેમાં દર વર્ષે નવા નવા દેવ પૂજાવા લાગ્યા છે. એથી દેવતાઓનાં ઘરમાં મહાન્ દારિદ્ય આવી ગયું છે."

જ્યારે શચીપતિના પ્રાઇવેટ સેક્રટરી આ પ્રમાણે બોલી બેસી ગયા ત્યારે નારદ મુનીએ ઉભા રહી બોલવું શરૂ કીધું. નારદ ઉવાચ—"બેશક આજ કાલ દેવતાઓની ભારે દુર્દશા થઇ છે. જુઓ! કાશીમાં અન્નપૂર્ણા તથા લક્ષ્મી એક એક પૈસો ભીખ માગે છે. વિષ્ણુને એવો રોગ થયો છે કે તે રોજ પાંચ વખત ખાય છે તો

પણ ભૂખ નથી મટતી. ભોળાનાથ મહાદેવ એવા નશાબાજ થઇ ગયા છે કે ધંતુરો, ગાંજો ને ભાંગ એમના મોં આગળથી ખસતાં નથી. હવે એમની દશા એવી થઇ ગઈ છે કે એમને ભાન નથી રહેતું કે હું નાગો છું કે ઢાંકયો છું. દેવગણના વિધ્ન હરતા ગણેશજી ઊંદર પર બેસતાં શરમાય છે. એ કારણથી એમને સ્થૂલોદરનો રોગ થઈ ગયો છે. એ કારણથી આપ દેવતાઓની ઉન્નતિનો કોઇ ઉપાય કરે તો ઠીક."

ઇંદ્રને એમનું ભાષણ સાંભળી સાંભરી આવ્યું કે ભોજનની વેળાએ જે સબ્જેકટ કમિટી ભરવાનો ઠરાવ થયો હતો તે હવે અમલમાં લાવવો જોઇએ.

શ્રીમતી ઇંદ્રાણીની સંમતિ લઇ નોટીસ લખવા માટે શ્રી વિધ્નરાજ લંબોદરને બોલાવવામાં આવ્યા. જે અર્થે નોટીસ સર્વે દિશાઓ દિકપાલોને મોકલવાનો વિચાર હતો તેથી પ્રથમ દિશાશૂળ અને જોગણીઓના નામ ઉપર સમન્સ કાઢવામા આવ્યા કે તમે બધી દિશાઓ છોડી એકદમ દરબારમાં હાજર થાઓ નહીં તો રેલવે ચલાવી તમારા સહુ સ્થાન તોડી નાંખવામાં આવશે.

સમન્સનું નામ સાંભળતાંજ સંપૂર્ણ ગ્રહ, યોગ, કરણ તથા નક્ષત્રો સહિત દિશાશૂળ તથા જોગણીઓએ આવી હાજર થઇ પ્રાર્થનાં કરી કે આજથી અમે મુહૂર્તચિંતામણી પ્રમાણે સૌ દેવતાઓને છોડી દઇશું. પણ ઇંદ્ર મહારાજે જરાયે ન માનતાં કહ્યું કે તમે લોક નાહક લોકોના રસ્તા રોકો છો તેથી બહેતર છે કે તમને ફાંસીએ લટકાવવા જોઇએ. એ

ઉપરથી સહુએ ગદગદિત કંઠે હાથ જોડી કહ્યું કે અમે દસે દિશાઓ છોડી ભારત ભૂમિમાં રહીશું. ત્યાં અમે બ્રાહ્મણ અને જોશીઓને અમારા દલાલ નક્કી કરીશું. એ લોકોને તો અમે દલાલી આપીશુંજ પરંતુ એ સીવાય બીજી પણ સરત કરીએ છીએ કે જે લોક એમનું કેહેવું માનશે તેમનાજ રસ્તા અમે રોકીશું બીજાના કદી નહી રોકીએ. ખેર, મહારાજ ઇંદ્રે બ્રહસ્પતીની જામીન ઉપર સૌને છોડી મૂક્યાં.

તે પછી ગણેશજી પાસે નોટીસ લખાવી વાયુ દેવને બોલાવી કહ્યું કે એટલી ઝડપથી સૌ લોકપાળ પાસે જાઓ કે કોઇ અમારો દુશ્મન કમિટી વિરૂધ્ધ કોઇ પ્રકારનો તાર મોકલી ન શકે. વાયુ પણ ઉંચુ સ્વરૂપ ધારણ કરી ચારે તરફ દોડયો ને એક પલકમાં પાછો આવ્યો.

દેવલોક સબ્જેક્ટ કમિટીની નોટીસ મળતાંજ એવી રીતે આવવા લાગ્યા કે જેવી રીતે મુંબઇમાં જુબીલીની વેળાએ મેદાનમાં લાઇટ (રોશની) જોવા લોક જતા હતા. બ્રહ્મા ને બ્રહ્માણી હંસ ઉપર, શીવ પાર્વતી બળદ ઉપર, યમરાજ ભેંસ ઉપર, લક્ષ્મી નારાયણ ગરૂડ ઉપર બેસી વીરાજમાન થયા. શ્રી અષ્ટભુજા સિંહ પર સવાર થઇ આવી. દેવ, દેવી, સિંધુ શોણભદ્ર આદિ નદ, ગંગા–ટેમ્સ આદિ નદીઓ, મેરૂ–હિમાચલ આદિ પર્વત, પ્રયાગ–કાશી આદિ તીર્થો, કલકત્તા–લંડન આદિ રાજધાનીઓ ને ભૂપાલ નૈનીતાલાદી દેશો પણ આવ્યા. ને રેલવે, તાર આદિ–કેટલું લખીએ ?–ખુરશી, ટેબલ, પ્રેસ આદિ જેટલા જેટલા પદાર્થ છે તેટલા સરવેના અધિષ્ઠાતા દેવતા સભામાં આવી સુશોભીત થયા. આ સભામાં ૯૦ કરોડ

દેવતા હાજર હતા—કારણ કે હાલની સેન્સસ (દેવગણના) પ્રમાણે દેવ સંખ્યા બહુ વધી ગઇ છે !

જે જેવી પ્રકૃતિના દેવ હતા તેમને તેવા સ્થાનક અને ખાનપાન આદિનો બંદોબસ્ત કરવામાં આવ્યો. પ્રથમ દેવીને વાસ્તે જરદા—પુલાવ સહિત દારૂ મોકલવામાં આવી પણ એમણે કહ્યું કે હમણાં નવરાત્રમાં અમારે હજારો બકરાં ને પાડાંનું માંસ ખાવું છે તેથી અમે જુલાબ લીધો છે. વિષ્ણુએ કહ્યું કે મારે પણ વૃંદાવનના બ્રહ્મોત્સવમાં જઇ બહુ કામ કરવાં છે. અને તેમાં અધૂરામાં પૂરૂં વૃંદાવનની પરિક્રમાનું મહાત્મ્ય પંચાંગ દ્વારે લોકોને જાહેર કરવામાં આવ્યું છે એટલે બહુજ લાભ થવાનો છે માટે હું પણ નહીં ખાઉં. અસ્તુ. એ પ્રમાણે જળપાન ખાતર ઉપહારાદિ કરાવ્યા પછી સૌને રાત્રે રહેવા માટે જગા આપવામાં આવી. બ્રહ્માજીને એક એવું મકાન આપ્યું કે જેની બારી એવી બનાવી હતી કે જેમાં બ્રહ્માજી કમર મૂકી શકે. ને મોં બહાર રહે—કેમકે સૂતાથી એક મો ઢંકાઇ જવાનું ભય હતું. શિવજીને સ્મશાન ભવન પ્રિય થઇ પડયું. વિષ્ણુને વાસ્તે શંગારેલો પલંગ આપ્યો. વિષ્ણુના અવતાર મત્સ્ય તથા કચ્છપને તળાવ દેખાડી દીધું. પણ બીચારા વરાહજીની અહીં તહીં સુંઘવામાં રાત નીકળી ગઇ.

જેમ તેમ કરતા સવાર થઇ. સરવે નિત્ય વિધિ આટોપીને પોત પોતાના ડેલામાં બેઠા. એટલામાં ઇંદ્ર મહારાજના દૂતોએ આવી સૌને સભાનો છાપેલો પ્રોગ્રામ (વિજ્ઞાપના) આપ્યો. તેથી નિયમિત વખતે સૌ દેવ અમરપુરીની ટાઉન-હાલમાં પહોંચ્યા,

પ્રથમ ગણેશજી ઉભા થયા, પરંતુ પેટ મોટું હોવાથી પગ ટગમગવા લાગ્યા ને ધોતર છુટી જવા લાગ્યું તેથી એ તો ફકત મંગલ પાઠ કરી બેસી ગયા. ત્યારે શ્રી કૃષ્ણચંદ્ર આનંદકંદે ઉઠી કહ્યું કે આજની સભામાં દેવરાજ ઇંદ્રને સભાપતિ ને ચારે લોકપાલને ઉપસભાપતિ કરવા જોઇએ. શ્રી વામન મહારાજે એમને ટેકો આપતાં કહ્યું કે મેં બ્રાહ્મણ કુળમાં જન્મ લઇ ભિક્ષા માગી, અને બળિને જે છળ્યો તે એટલાજ માટે કે કંઈ ઉપકાર થાય. તે છતાં દેવતાઓનું દારિદ્રય હજી નષ્ટ નથી થયું. તેથી આજની સભાનો ઉદેશ એજ છે કે કોઇ પણ રીતે છળ, બળ કે કળથી દેવતાઓની ઉન્નતિ થાય. અને જે અર્થે ઇંદ્ર સર્વે દેવતાઓના રાજા છે તે અર્થે એમનેજ સભાપતિ બનાવવા જોઇએ છેવટે નિયમસર પ્રમુખ, ઉપપ્રમુખ આદિ નેમાયા પછી સભાનું કામકાજ શરૂ થયું.

ઠરાવ ૧ લો—દેવતાઓના ઇજનેર વિશ્વકર્માએ દરખાસ્ત કરી ને વાસ્તુપતિ દેવોએ ટેકો આપ્યો કે અમારા ઉપર ક્ષણભંગુર તથા નાનાં નાનાં મંદિરો બનાવવાનો આરોપ મૂકવામાં આવે છે તેને અટકાવવાનો કોઇ ઉપાય થવો જોઇએ; કારણ કે જ્યારે તે મકાનો જીર્ણ થઈ જાય છે ને નાશ પામે છે ત્યારે અમારી કારીગરીને બટો લાગે છે. એ દરખાસ્ત કમિટિમાં પસાર થઇને એવો ઠરાવ કરવામાં આવ્યો કે "એક સર્ક્યૂલર પ્રસિદ્ધ કરવું ને તેમાં એવું લખવું કે પૃથ્વીમાં જેટલા મકાનો ને મંદિરો છે એમાંનું કોઇ પણ વિશ્વકર્માએ બનાવ્યું નથી; પરંતુ તે સર્વે મનુષ્યોએ બનાવેલાં છે ને અન્ય સ્થળોની પેઠે અનિત્ય છે."

ઠરાવ ૨ જો—આ ઠરાવ પસાર થતાં પહેલાં ઘણા દેવતાઓનાં ભાષણો તથા ફરિઆદો થયાં હતાં, તથા આ ઠરાવ પસાર થતાંમાં સબ્જેક્ટ કમિટીનું કામ પૂરૂં થયું હતું.

બીજા ઠરાવની સૂચના પ્રથમ ભગવાન બ્રહ્માએ કરી હતી. બ્રહ્મા ઉવાચ, "મૃત્યુલોકમાં કૃષ્ણદ્વૈપાયન વ્યાસના નામથી જે પુરાણ બન્યા છે. એમાં દેવતાઓની બહુ નિંદા લખી છે. માટે વ્યાસજીને મહર્ષિ મંડળમાંથી બાતલ કરવા."

એ ઉપર શ્રી કૃષ્ણચંદ્ર બોલી ઉઠયા, "બેશક એમજ થવું જોઇએ. કેમકે, પુરાણોને લીધે બહુ શરમાવું પડે છે. વારૂ, આપજ કહોકે મને શું દરકાર હતી કે હું માખણ ચોરતો ફરૂં ?"

વરાહમહારાજ બોલી ઉઠયા, "ભાઇઓ શ્રી કૃષ્ણચંદ્રજી ઠીક કહે છે. પુરાણવાળાઓએ અમારી પણ મોટી ખરાબી કરી છે. લખ્યું છે કે બ્રહ્માના નાકમાંથી વરાહ ઉત્પન્ન થયા! ત્યારે શું નાકમાં વરાહ ભરેલા હતા ?"

ભગવાન વિષ્ણુ બોલ્યા, "બેશક, પુરાણ બનાવનારાઓને મહર્ષિ મંડળમાંથી જરૂર કાઢી નાંખવા જોઇએ. કેમ કે એ લોકોએ મને બહુ દોષ લગાડયા છે. વિચાર તો કરો કે હું મારી પરમ પ્યારી લક્ષ્મીને મૂકી જલંધર રાક્ષસની ભાર્યા વૃંદા સાથે વ્યભિચાર કરવા શા માટે જાઉં? શું અમે લોક અધર્મી અને વીરતાહીન છીએ જે જલંધરને છળથી મારીએ? શું અમે રાક્ષસ તથા માનવીઓની પેઠે વ્યભિચારી છીએ જે પારકી સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરતાં ફરીએ છીએ? એ સૌ

લોકોએ આપણે પરમ પવિત્ર દેવતાઓને દૂષણ લગાડવા માટે આ પુસ્તકો રચ્યાં છે.''

એ ઉપરથી શ્રી ભોલાનાથ હસતાં હસતાં બોલી ઉઠયા, "હે દેવરાજ, પુરાણોની તો વાતજ ના કરશો. મને પુરાણવાળાઓએ પાણીનો દોડકો બનાવી દીધો છે. જ્યા જાઉં ત્યાં ગંગાની ધારા જટામાંથી નીકળ્યા કરે છે. જુઓ તો ખરા કે મારી પાસ જો પમ્પ હોત તો આપ સર્વે શું આમ ઘેર બેસી રહેત! આજ સુધીમાં તો સૌની લાસો વહેતી હોત. ને એક હસવા જેવી વાત તો સાંભળો કે પુરાણ વાળાઓએ મને તો અજર અમર લખી માર્યો છે ને મારી સતી સ્રીને મરણ તથા જન્મ લેનારી લખી છે! વારૂ, શું હું બેવકૂફ છું કે મારા જેવી સમાન સ્રી સાથે વિવાહ ન કરૂં ? ખેર, એતો એક નાની સરખી વાત છે. પણ આ તો જુઓ કે હું મૃત્યુ લોકમાં કયારે તંત્ર બનાવવા ગયો હતો ? હું સમ ખાઇને કહું છું કે મેં તંત્રનું એક પુસ્તક નથી બનાવ્યું. હા, જે લોકોએ આ પુસ્તક બનાવ્યા ને તંત્રનો મત ચલાવ્યો એમણે યુક્તિ ચલાવી બૌધ્ધ અને જૈનોએ ફેલાવેલી કાયરતાને હિંદુસ્તાનમાંથી કાઢવા વાસ્તે આ કામ કર્યું હતું. આ ધર્મ સિવિલ લોકો માટે નહોતો પણ મિલીટરી લોકોને ઉન્મત્ત કરી શત્રુઓ સાથે લડવા માટે હતો."

એ પ્રમાણે ઉપરના દેવતાઓએ સૂચનાને પુષ્ટિ કરી ત્યારે સભાપતિ મહારાજે સૌની સમ્મતિ લેવા માટે કહ્યું કે જે લોકો ઉપર પુરાણવાળાઓએ દોષ મૂકયો હોય તેઓ હાથ ઉંચા કરે. સભાપતિનું વચન સાંભળતાંજ સૂર્યે, ચંદ્રમાં ગંગા સરસ્વતી, મહા-

લક્ષ્મી, મહાકાલી, આદિ સર્વે દેવ દેવીઓએ હાથ ઉંચા કરી પોતપોતાની ઈચ્છા પ્રકાશિત કરી. સૌની સંમતિ હોવાથી સભાપતિએ ઉભા રહીને કહ્યું, "જે અર્થે પુરાણ બનાવનારાઓએ દેવતાઓને મ્યુઝીઅમ (સંગ્રહ સ્થાનની) સામગ્રી ઠરાવી બેહદ રીતે તથા બેઆદબીથી કલંક લગાડયા છે તે અર્થે વ્યાસને બોલાવી સભામાં વિચાર ચલાવવો કે એમણે એવો નાલાયક કારભાર કેમ કર્યો? શું વ્યાસે આપણા દુશ્મન રાક્ષસો પાસેથી લાંચ લઇ આ કામ કર્યું છે? વ્યાસજીને બોલાવી લાવવા માટે દેવર્ષિ નારદે હમણાજ જવું."

મહારાજ ઇંદ્રની આજ્ઞા થતાંજ દેવર્ષિ નારદ કમંડલ લઇ બોલાવવાને દોડયા; પણ રસ્તામાં હનુમાનજી મળી ગયા. એમણે નારદજીને પૂછયું કે દેવતાઓની સભામાં અમને જવાનો તથા બોલવાનો અધિકાર છે કે નહિ? અર્થાત મને લોકોએ કેશરી પુત્ર જાણ્યા છતાંયે પવનસુત છું એવું પ્રસિદ્ધ કર્યું છે તેથી બેઆબરૂનો દાવો થઇ શકે છે કે નહિ? નારદે કહ્યુ કે દેવતા લોક લીબરલ પક્ષના છે. આપ જઇને આપની અરજી સંભળાવી શકશો. હનુમાનજી ગયા પછી થોડી વારમાં દેવર્ષિ નારદ મહર્ષિ વ્યાસને લઈ સભામાં પાછા આવ્યા, ત્યારે સભાપતિએ પૂછયું કે આપે જે દેવતાઓને કલંક લગાડયા છે તે કિયા વેદની ઋચાના આધારે લગાડયા છે? એનો જુવાબ બરાબર નહિ આપો તો આપનું મહર્ષિ પદ છીનવી લેવામાં આવશે.

ભગવાન્ કૃષ્ણદ્વૈપાયન વ્યાસજીએ ઉત્તર આપ્યો કે "મેં એક પણ પુરાણ બનાવ્યું નથી. જો મેં પુરાણ બનાવ્યા હોત

તો મારીજ ઉત્પત્તિ હું ફુરી શા માટે લખું ? ખરી વાત તો એ છે કે ચારવાક મતાનુયાયીઓમાં બ્રહસ્પતિ નામે નાસ્તિક શિરોમણિ થયો છે. તેણે આ ગ્રંથો પોતાના શિષ્યો કને રચાવ્યા છે ને પોતે પણ કેટલીક રચના કરી છે. મેં તો મારા શિષ્યોને વેદનોજ આભ્યાસ કરાવ્યો છે. ને બ્રહ્મનિર્ણય વાતે કેવળ વેદાન્તશાસ્ત્ર બનાવ્યું છે. પણ એક નાનો ઇતિહાસ ૨૪ હજાર શ્લોકનું મહાભારત પણ બનાવ્યું છે. જો એમાં કોઇ સ્થળે આપ લોકોની નીંદા હોય તો હું બેશક અપરાધી છું. ઉપર પ્રમાણે બીજાના કામોને માટે મને જો તકસીરવાર ઠરાવશો તો પછી ચાર શ્લોકી ભાગવતને માટે વિષ્ણુ પણ તકસીરવાર ઠરશે. મારકાણ્ડેય તો પોતાના નામના પુસ્તકને માટે પૂરા દોષી છે. બ્રહન્નારદીય પુરાણને માટે નારદ ઋષિ ને અનેક પુરાણોને માટે શ્રી ચંદ્રશેખર નીલકંઠજી પણ દોષી છે. કેમ કે એમણેજ પોતાની પત્નીને ઘણી કથાઓ સંભળાવી છે.”

જે સમયે વ્યાસજી પોતાના બચાવની કોશેશ કરી રહ્યા હતા, તેજ વેળાએ યમરાજ પોતાનો દંડ લઇ ઉભા રહ્યા. તેમણે સભાપતિને પ્રાર્થના કરી કહ્યું:—

“હું મારૂં રાજીનામું દાખલ કરૂં છું; કેમકે જે અધિકારને વાસ્તે મને યમરાજ બનાવ્યો તે અધિકાર હું જરા પણ ચલાવી શકતો નથી. હું મારા લાખો દૂતોને પગાર આપું છું પણ તેમની કને કંઇ પણ કામ કરાવી શકતો નથી. અસંખ્ય રૂપીઆ ખરચી જે નરક બનાવ્યા છે એ સરવે બાતલ પડી રહ્યા છે. વળી હું એવી અરજ કરવી જરૂરની સમજું છું કે મારી ન્યાય સભા કેવળ ઉડાઉ ખર્ચની છે. હું મારા હેડકલાર્ક

ચિત્રગુપ્તના રોજનામાં મુજબ જ્યારે કોઇ મહાપાપીને લેવા વાસ્તે મારા દૂતોને મોકલું છું ત્યારે વિષ્ણુ અથવા શિવના દૂતો તરફથી ફોજદારી કરવામાં આવે છે. આજ કાલના બગલા ભગતને મહારાજો હજારો મહાપાપ કરીને પણ સ્વર્ગના અધિકારી થઇ રહ્યા છે એમને માટે કંઇ સંદેહજ નથી; પણ એક મુસલમાનને મોક્ષ મળતો જોઇ મારૂં તો ભાનજ જતું રહ્યું. હું નિશ્ચય સમજી ગયો છું કે આ સૃષ્ટિમાં ન્યાય રહયો નથી કેવળ મૂગલાઇ ચાલે છે! મહેરબાન સભાસદો, એક દિવસે મેં ચિત્રગુપ્તના રોજનામા મુજબ મારા ચાર દૂતોને, એક મુસલમાનને તેના નીચ તથા ભયાનક કર્મો માટે લાવી, મહા રૈરવ નર્કમાં નાખવાની આજ્ઞા આપી. મારા દૂતો એનો ફોટોગ્રાફ લઇને ચાલ્યા. તેમણે તેને એક શહેરની પાસે પાયખાને બેસતાં જોયો. એટલામાં એક મોટા ડુકરે આવી તે મુસલમાનને એવી તો ઠોકર મારી કે તેનો પ્રાણાન્ત થઈ ગયો. મરતાં મરતાં મુસલમાને ગભરાઇને કહ્યું "હરામને માર ડાલા." એમાં રામનું નામ પણ આવ્યું! વિષ્ણુના દૂતો દોડી આવ્યા! ને મુસલમાનને ઉઠાવી વૈકુંઠમાં લઇ ગયા. મારા દૂતોએ વિષ્ણુના દૂતોને પૂછ્યું કે એવું તે કિયું સુકર્મ કર્યું છે કે જેથી એની સાલોક્ય મુકિત થઇ? મારા દૂતોનું વચન સાંભળી વિષ્ણુના દૂતોએ આ પ્રમાણ આપ્યું कश्चित्पापरायणः पथिसक्तस्कर्वः ને ચાલી ગયા હે દેવગણ, જ્યાં સુધી આવું અંધેરખાતું છે ત્યાં સુધી હું અધિકારનું કામ કદી નહિ કરી શકું. વળી સાંભળો કે જે આદમી જન્મભર પાંપો કરે છે ને ભૂલથી કદી ગંગા જળ પીએ છે તો બસ તે હમારી સતાની બહાર જતા રહે છે. તે

ઉપરાંત જ્યારથી ગંગાની નેહેર નીકળી છે ત્યારથી તો તદ્દન નવાબી મચી રહી છે. કેમકે ગંગાજળથી કેટલી ખેતી થાય છે તેનું અનાજ રાલીબ્રદર્સવાળા રશિઆ, ઇટાલી, ઇંગ્લાંડ, અમેરિકા આદિ દેશોમાં મોકલે છે; ને તે જે લોકો ખાય છે તેમના ઉપર મારૂં કંઇ ચાલતું નથી. કેમકે "ગંગા લહરી"ને અવસ્ય માનવી પડે છે. ગંગા શિવાય નર્મદા, યમુના, તાપી આદિ અનેક નદીઓ એવી છે કે જેના જળને અડકતાંજ પાપીઓના પાપ એવાં તો ઉડી જાય છે કે બંદુકના અવાજથી કાગડા ઉડે છે! હે સભાપતિ અને સભ્યગણો હું ક્યાં સુધી મારી બે-ઇજ્જત કરાઉં? એક વર્ષના ૩૬૦ દિવસ થાય છે. તેમાંથી કોઇ પણ દિવસ એવો નથી કે જે વ્રતથી ખાલી હોય. ભોગ-મોક્ષ આપનારી મહારાણી એકાદશી તો અમારી પૂરી શત્રુ થઈ પંદર દિવસે ઉભીજ હોય છે. અથવા વર્ષમાં ૨૪ દિવસ અમને અમારી અદાલત બંધ રાખવી પડે છે. તે પછી વર્ષમાં ૧૮ દીવસ નવરાત્રિને લીધે બરબાદ થઇ જાય છે. પિતૃપક્ષ તો ખાસ અમારી ન્યાયસભાની છુટીની મોસમ છે. એમાં જે મરે તેમને નર્કમા મોકલવા એ અમારી ન્યાયસભાની બેઆબરૂ કરી લેવા જેવું છે. ભાઇબીજે મારી પૂજા હોય છે. અક્ષય તૃતીયાએ બદરીનારાયણની પૂજા; ચતુર્થીએ ગણેશની પૂજા; પંચમીએ નાગદેવતાની પૂજા; ષષ્ટીએ કાર્તિકસ્વામીની પૂજા; સપ્તમી અને અષ્ટમીએ દેવી રાધા અને કૃષ્ણભગવાનની પૂજા; નવમીએ શ્રી રાઘવેન્દ્ર રામચંદ્રની પૂજા; દશમીએ કુલદેવોની પૂજા; એકાદશી જગતમાં પ્રસિદ્ધ છે; દ્વાદશીએ બાવન અવતારની પૂજા; ત્રયોદશીએ સરસ્વતી ને શિવજીની પૂજા; ચતુર્દશીએ અનન્ત દેવની અર્ચના;

ને પોર્ણિમાએ સત્યનારાયણ અર્ચના થાય છે હવે રહ્યા વાર એમાંથી રવિવારે સૂર્યનું વ્રત; સોમવારે મહાદેવનું વ્રત; મંગળ-વારે મંગલ દેવતાની ઉપાસના; ગુરૂવારે બ્રહસ્પતિ, ને બુધ, શુક્ર, શનિ, ઇત્યાદિ વારે નક્ષત્ર તથા ગ્રહોના વ્રત હોય છે. મતલબ કે ઉપલા કોઈ પણ દીવસે જો કોઈ પણ માણસ મરી જાય છે તો તેને નર્કમાં લઈ જવા માટે સર્વે દેવો સાથે અમને હરઘડીએ મારા-મારી કરવી પડે છે. એ કારણથી હું મારી નોકરીનું રાજી-નામું આપું છું.

"વારૂ આવી અંધેર નગરીમાં કોઈ નોકરી કરી શકે ! જો એક દિવસ મહાવારૂણીમાં સ્નાન કરવાથી એક માણસના ત્રણ કરોડ કૂળને મુક્તિ મળી જાય છે! તો હું સોગન ખાઇને કહું છું કે જે લોકોને તેમના કર્માનુસાર મેં નર્ક ભોગાવી કીડા મકોડા, ઉંદર, બિલાડી વગેરે બનાવી દીધા છેતેમને શોધી શોધીને મુક્તિ આપવાના કાર્યથી હું ને મારા દૂતો ગભરાઇ ગયા છીએ. અરે એ તે કોઇ ન્યાય હશે કે એક બે શ્લોકમાં સંપૂર્ણ વેદ, પુરાણ ને ધર્મશાસ્ત્રોની લાખો પોથીઓની સાથે અમારા કુલ દફ્તરના કાગળો રદ્દ બની જાય ? જો હું ઇંગ્રેજી પોલીસને લાંચ આપી હરદ્વારની જાત્રા બંધ ન કરાવત તો પરમેશ્વરને બીજી સૃષ્ટિ વાસ્તે એક પણ જીવ ન મળત. મહાશયો ! હું ક્યાં સુધી વર્ણન કરૂં ? કોઈ સફેદ માટી, કોઇ લાલ, કોઇ કાળીના કપાળે લીસોટા તાણી; કોઈ લાલ તથા સફેદ ચંદન તો કોઈ હળદરના ગાંઠીઆ ઘસી; કોઇ તો કાષ્ટની માળા પેહેરી; કોઈ સ્ફટીક તો કોઇ રૂદ્રાક્ષ ધારણ કરી જો સ્વર્ગમાં ચાલ્યા જાય તો પછી મારૂં મારા દૂતોનું ને નરકનું કામે શું રહ્યું? એટલુંજ

નહિ પણ એક અઘોર પાપી મરી ગયો હતો ને તેનું શબ એક ઝાડ નીચે પડયું હતું. ઝાડ ઉપરથી એક કાગડાએ તેના કપાળમાં વિષ્ટા નાંખી. તેના સફેદ રંગથી તેનો આકાર ગોપીચંદનના તિલક જેવો થઇ રહયો હતો. બસ, એટલાજ કારણથી તેને વિષ્ણુના દૂતો સ્વર્ગમાં ઉંચકી ગયા. શું વિષ્ણુ તથા વિષ્ણુના દૂતોને એટલી ખબર નહોતી કે એ કાકવિષ્ટા છે? એટલા માટે આવી અંધેર નગરીમાં ચાકરી કરવી મને અત્યંત દુર્ઘટ થઈ પડી છે. એટલા માટે હું મારું રાજીનામું આપી દઉં છું ને તે મંજુર થાય એવી પ્રાર્થના કરૂં છું. જ્યાં લગી એવી આંધળી સરકાર છે કે તેના મનમાં જેને આવે તેને મુક્તિ આપે તો પછી આશ્ચર્ય શું છે કે ખાટલાના પાયા ને સૂતરની માળાથી પણ મુક્તિ ન મળે? જે સરકારમાં મદ્ય, માંસ, મીન ને મૈથુનથી પણ મુક્તિ મળે છે એમ સમજવામાં આવે તો બસ એવી અંધ સરકારમાં હું બીલકુલ નોકરી કરવા ચાહતો નથી. જરા વિચારો કે આપ લોકોએ તથા ભકત લોકોએ મને તથા મારી ન્યાય સભાને કેવી લાંચખોર તથા ચોર બનાવી મૂકી છે કે માણસ ગમે તેટલા સુકર્મ કરીને મરી જાય તો પણ આપ લોકોની સમજ પ્રમાણે જ્યાં સુધી શ્રાદ્ધમાં બ્રાહ્મણોને ન ખવરાવવામાં આવે ત્યાં સુધી તેનું પ્રેતત્વ નષ્ટ નથી થતું. હું જોઉં છું કે જે પાપીને એના કર્મ પ્રમાણે પગે ચલાવવામાં આવે છે, તેમને વાસ્તે આપ લોકોના ભકત બ્રાહ્મણોની મારફત જોડા છત્રી મોકલે છે. જે કેદીઓને તેમના ભયંકર કર્મના ફળ પ્રમાણે અંધતામિસ્રાદિ નર્કોમાં બળતી ભૂમિ ઉપર સૂવરાવવાની ઇશ્વરી કાનુનમાં આજ્ઞા છે, એમને વાસ્તે

શય્યાદાનના પથારી સહિત ખાટલા લઈ પોતાને માથે ઉપાડી લાખો મહા બ્રાહ્મણ નરકના દ્વાર ઉપર ઉભા રહે છે; તથા મારા દૂતોને લાંચ આપી નરકમાં તે વસ્તુઓ પહોંચાડવાનો યત્ન કર્યા કરે છે! તે શિવાય જે લોક પુરાણ આજ્ઞા પ્રમાણે વ્રત કે ગંગાસ્નાન કરી સ્વર્ગમાં ચાલી ગયા છે વા સાયુજ્ય મુક્તિને પામી ગયા છે એમના શ્રાદ્ધનું અન્ન તથા અન્ત ક્રિયાની અન્ય વસ્તુઓ મારીજ ન્યાયસભામાં ડિસ્પેચ થઈ પહોંચાડવામાં આવે છે. એ વસ્તુઓ વગેરેને યથાસ્થાન પહોંચાડવાને હું અસમર્થ છું. હે સભાપતિ, મને એટલો ક્રોધ આવે છે કે એ વ્યાસજી સાથે હું કમર બાંધીને યુદ્ધ કરૂં. કેમકે એ શખ્સ લેજીસ્લેટિવ ડિપાર્ટમેંટમાં રહેવા યોગ્ય નથી. બસ, કાં તો ગરૂડપુરાણને રદ્દ કરી નાંખો ને કાં તો મારૂં રાજીનામું મંજુર કરો."

જ્યારે યમરાજ ઉપર પ્રમાણે બોલીને બેસી ગયા ત્યારે વરૂણ મહારાજ ઉઠયા અને બોલ્યા, "પિતૃપતિ યમરાજનું કહેવું કેવળ સત્ય છે, કેમકે એજ વ્યાસજીએ મને કલાલ લખી દીધો છે. અરે પણ એમને પૂછો તો ખરા કે દારૂ મારી છોકરી કેવી રીતે થઇ શકે? જેમ માણસની છોકરી માણસના આકારની થાય તેમ મારી છોકરી પણ મારા આકારની થઇ હોત. પણ નથી સમજાતું કે એ મહાત્માને શું સૂઝયું કે ગોળ તથા પાણીની બનેલી દારૂને મારી છોકરી લખી દીધી! એટલુંજ નહિ પણ સમુદ્રમાંથી ઉત્પન્ન થઈ એમ પણ એનેજ કહે છે!"

તે પછી સરસ્વતી દેવી ઉઠીને કેહેવા લાગી, "બેશક વ્યાસે મને તથા મારા પિતાને પણ બહુ મોટો દોષ લગાડયો છે. તેથી વ્યાસજીને તથા એમના ગ્રંથોને માન્ય નહિ માનવા માટે કંઇ પણ બંદોબસ્ત કરવો જોઇએ."

તે પછી ચંદ્રમાએ પણ પોતાના મિથ્યા કલંકની કથા

સંભળાવી સરસ્વતીના વચનને પુષ્ટિ આપી.

હવે પરમ પ્રતાપી ભુવનભાસ્કર (સૂર્ય) ઉઠયા અને બોલ્યા, "મારી તો વ્યાસજીએ ઘણીજ બેઆબરૂ કરી છે. કોઇ એને એટલું તો પૂછો કે જ્યારે હું ઘોડો બન્યો હતો અથવા બ્રાહ્મણ બનીને કુંતીને ઘેર ગયો હતો ત્યારે જગતમાં પ્રકાશ કોણ કરતું હતું. વ્યાસજીએ આ કથાથી એક મનેજ ગાળો નથી ભાંડી પણ દેવતાઓના મહા વિદ્વાન વૈદ્ય અશ્વિની કુમારોને પણ ઘોડાના પુત્ર કહી ગાળો ભાંડી છે. મારી ઘણા દિવસથી ઇચ્છા હતી કે વ્યાસ ઉપર બેઆબરૂ કર્યાની ફરિઆદ કરૂં!"

એમના બેસી જવા પછી ભગવાન બ્રહ્મા દાઢીઓ હલા-વતાં હલાવતાં ઉભા થયા, ને કહેવા લાગ્યા "કે સભ્ય લોકો, જેટલા દોષ પુરાણ બનાવવાને લીધે વ્યાસજી ઉપર મૂકવામાં આવ્યાછે, તે સૌ દોષથી મારી સમજ પ્રમાણે વ્યાસજી તદ્દન દૂર છે. કેમકે એમની એવી ટેવ નથી કે કોઇની નાલીશ કરે. એ બહુ ભલા આદમી છે. એવું જણાય છે કે એમને બદનામ કરવા માટે પાછળથી થએલા આધુનિક ધુતારા તથા ઠગારાઓએ પુરાણો રચ્યાં છે. જુઓ તો ખરા કે મને કમળનો કીડો બનાવી દીધો છે. એમ તો વિચારો કે જ્યારે મહાપ્રલય થયો હતો ત્યારે જળ કયાંથી બચ્યું હતું ? ને જો એમાં એક સર્પ, કમળ તથા અક્ષય વટનું વૃક્ષ અને તેના આધાર માટે ભૂમિ હૈયાત હતાં તો પછી એ મહા પ્રલય કેવી રીતે કહી શકાય ?

"વળી એક નવાઇ તો સાંભળો કે જ્યારે હું કમળ ઉપર બેઠો હતો ત્યારે વિષ્ણુના કાનના મેલથી બે રાક્ષસ ઉત્પન્ન થયા. વિચાર તો કરો કે કાનમાં મેલ ત્યારેજ થાય કે જ્યારે વાયુ પૃથ્વીના પરમાણુઓ ઉરાડી કાનમાં એકઠા કરે પણ પ્રલય-કાળમાં એમ થવું અસંભવીત હતું! વળી જુઓ કે મને

એવો કાયર બનાવ્યો છે કે એ રાક્ષસોના ડરથી હું કમળમાં પેસી ગયો. એથી પણ વધારે આશ્ચર્યકારક તો એ છે કે જે રાક્ષસ વિષ્ણુની સામે મચ્છરથી પણ તુચ્છ હોય—કારણ કે કાનનો આકાર તો શરીરથી નાનો હોવોજ જોઇએ, અને વિષ્ણુ મારવાડીઓની પેઠે મેલા ને અઘોરી નથી કે જેમના કાનમાં ગાડે ગાડાં મેલ ભર્યો હોય! તે છતાં જો કંઇ થોડો ઘણો મેલ હતો એમ માનો તો તેના બનેલા રાક્ષસ વિષ્ણુથી બહુજ નાના હોવા જોઇએ—પણ તેવા રાક્ષસો થોડું ઘણું યુદ્ધ કર્યાથી ન મર્યા પણ પાંચ હજાર વર્ષ સુધી લડતાજ હતા. વળી નવાઈ તો એ છે કે વિષ્ણુની પણ હીમત ન થઈ કે જૂ જેવડા રાક્ષસોને મારી શક્યા. આખરે અમને બેઉને દેવીની શરણે જવું પડયું. આટલે સુધીમાંજ જો અમારી બેઇજ્જતની હદ આવત તો તે સહન કરત! પણ દેવી ભાગવતમાં અમારી ત્રણે દેવતાની એવી તો ફજેતી કરી છે કે અમારી આખી આબરૂ ઉઘાડી પડી જાય છે! જુઓ કે અમારી ઉત્પત્તિની કેટલી ખરાબી કરી છે. લખ્યું છે કે દેવીએ ત્રણ તાલીઓ પાડી તેથી હાથમાં જાડા ત્રણ કાળા ફોલ્લા થયા. તે ફોલ્લા ફુટી ગયાથી અમે ત્રણે જણ અર્થાત બ્રહ્મા, વિષ્ણુ ને શિવ ઉત્પન્ન થયા! પછી ત્રણે જણ સૃષ્ટિ બનાવવામાં અસમર્થ થયા ત્યારે મણિદ્વીપમાં લઇ જવા વાસ્તે ત્રણ વિમાન આવ્યાં. એમાં બેસી અમે ત્રણ જણ મણિદ્વીપમાં ચાલ્યા. રસ્તામાં હજારો બ્રહ્મા, હજારો વિષ્ણુ ને હજારો શિવ દીઠા. અહીં પણ એક વળી હસવા જેવી વાત લખી છે કે મણિદ્વીપમાં જતાં વારને અમે ત્રણે જણ સ્ત્રી બની ગયા! વિચારો તો ખરા કે એથી વધારે બેઇજ્જત અમારી ક્યાંએ હશે? પછી જ્યારે મારાજ છોકરા સનકાદિકોએ મને જ્યારે જીવ અને બ્રહ્મ વિષે પ્રશ્ન કર્યો ત્યારે મારામાં એટલી પણ બુદ્ધિ ન રહી કે હું

એમને કંઇ પણ જવાબ દઉં! તે કારણથી મને ચકલીનો ચેલો થવું પડયું; મારામાં ચકલી જેટલી પણ બુદ્ધિ ન રહી! વળી, મહારાજની જય થાઓ, પુત્રીગમનનો પણ દોષ વળગાડયો છે. બ્રહ્માની પુત્રી તથા મહાદેવના બાણ તારા બની ગયા તે આજ સુધી મૃગશિર નક્ષત્રને નામે ઉગે છે!

"હમારા પરમ પ્યારા ભોળાનાથને તો એવા બનાવ્યા છે કે એક સ્ત્રીના શ્રાપથી એમનું લિંગજ ગળી પડયું. પછી સમુદ્ર મંથનની વેળાએ વિષ્ણુ સ્ત્રી બની ગયા ને મહાદેવ એમની પાછળ દોડયા. જરા પણ ખબર ન રહી કે હમારા ભાઇ વિષ્ણુ ભગવાન છે. શું વ્યાસજી આવી વાતો લખે? કદી નહિ. વિષ્ણુની તો પુરાણ બનાવનારાઓએ પૂરી ફજેતી કરી છે—જે સાંભળીને હસ્યા વગર રહેવાતું નથી. દેવી ભાગવતમાં લખ્યું છે કે એક રાક્ષસને મારીને પછી વિષ્ણુને ઉંઘ આવવા લાગી ત્યારે ધનુષ્યની એક કોર ઉપર માથું મુકી વિષ્ણુ ઉંઘી ગયા. એમને ઉંઘતાં ઉંઘતાં કેટલાક કરોડ વર્ષો વીતી ગયાં. એટલામાં એક બીજો રાક્ષસ પેદા થયો. ત્યારે તેને મારવા માટે દેવતાઓને મોટી ચિંતા ઉત્પન્ન થઈ. મને તથા ભોળાનાથને લઈ સૌ દેવો વિષ્ણુને ખોળવા નીકળી પડયા. પણ વિષ્ણુનો કયાંયે પતો મળ્યો નહિ. આખરે માલૂમ પડયું કે મહેરબાન એક પહાડની ગુફામાં સંતાઈ બેઠા છે. ત્યારે સૌ દેવો ત્યાં જઇ પહોંચ્યા. અને વિષ્ણુને જગાડવાનો ઉપાય શોધવા લાગ્યા. આખરે મારી ભ્રમરમાંથી એક ઉડતો કીડો નીકળ્યો ને કહેવા લાગ્યો કે હું વિષ્ણુને જગાડી શકું છું, પરંતુ કોઇને નાહક જગાડવા એ સુશિક્ષિત અને સુધરેલા લોકોના સ્વભાવથી દૂર છે. તેથી હું વિષ્ણુને નહિ જગાડું! આ વાત સાંભળી સૌ દેવ ગભરાઈ ગયા! તે કીડાને કહ્યું

ભલા માણસ આજથી યજ્ઞમાં અમે તને ભાગ આપ્યા કરીશું. બસ એવો લોભ દેખાડી તે કીડાને રાજી કર્યો ને એણે વિચાર્યું કે કમાનની દોરીને કરડયાથી ધનુષ્ય સ્પ્રીંગની માફક ઉડશે ને વિષ્ણુને જગાડશે. બીચારાએ એમ તો કર્યું પણ તેથી વિષ્ણુનું માથું કપાઇને ઉડી ગયું. ત્યારે તો દેવતા લોક એટલા બધા ગભરાયા કે જેમ નેપોલીયન બોનાપાર્ટ પકડાઈ જવાથી ફ્રેંચ લોક ગભરાઈ ગયા હતા! પણ તેજ સમયે આકાશ-વાણી થઈ કે આ બધી દેવીની માયા છે. ગભરાશો નહિ. વિષ્ણુએ મારી શક્તિ લક્ષ્મીની જેવી રીતે મશ્કરી કરી હતી કે એનો ભાઇ ઉચ્ચશ્રવા ઘોડો છે. તેવી રીતે વિષ્ણુના શરીર ઉપર ઘોડાનુ માથુ મુકી દો તો હમણા જાગી જશે! અકકલના દુશ્મનોની જરા વાત તો વિચારો. શું વ્યાસજી આવી વાતો લખે એમ તમે ધારો છો? ચિરંજીવિતાના વિષયમાં પુરાણકર્તાઓએ જે વાતો લખી છે તેનું અત્રે બ્યાન કરી સભાસદોનો વખત નાહક ખરાબ કરવો હું નથી યોગ્ય ધારતો. બસ એટલેથીજ સમજી જાઓ કે વિષ્ણુ વળી સૌ દેવતાઓથી મોટા કાગડા ને વળી કાચબા પણ છે.

"જે ગંગાને સૃષ્ટિના સૌ લોક—જેમને પરમેશ્વરે આંખો આપી છે તે—જળ માને છે, તેને આ મહેરબાનોએ સ્ત્રી મુકરર કરી દીધી છે. એને છોકરા થવા લાગ્યા ને વળી એજ ગંગા માઇને પુત્રઘાતનો દોષ લગાડી દીધો! મતલબ એજ કે એવી અસંભવિત વાતો વ્યાસજીએ કદી પણ રચી નહિ હોય. હવે વ્યાસજીને પૂછવું જોઇએ કે પુરાણોમાં અસલ શું છે? હા, એક વાત કેહેવી તો હું ભુલીજ ગયો! જ્યારે અમે ત્રણે દેવતા મણિદ્વીપમાં જઈ સ્ત્રી બની ગયા ત્યારે અમને યાદ પણ ન રહી કે અમે સર્વે કદી પુરૂષ હતા! અસ્તુ. એ અજ્ઞાન

દૂર કરવા માટે દેવીએ અમને પોતાના પગના અંગુઠામાં આખી સૃષ્ટિ દેખાડી. કેમ સાહેબો, એ પગનો અંગુઠો હતો કે જાદુની વીંટી ? મુસલમાનોની હજરતની આ નકલ છે કે નહિ? વળી જે ભાગવતને માણસો પુરાણ શિરોમણિ માને છે એમાં તો મને પ્રત્યક્ષ અજ્ઞાની અને ચોર લખ્યો છે. જ્યારે અમે સૌ દેવતાઓએ વિષ્ણુની અવતાર લેવા માટે પ્રાર્થના કરી હતી, ને એમણે અમારા કેહેવાથીજ અવતાર લીધો હતો તો શું અમને એટલુંયે યાદ ન રહ્યું ? હે સભાપતે, એ વાત આપના દફતરમાં પણ જરૂર લખાઈ ગઈ હશે કે પૃથ્વી જ્યારે ગાય બનીને અહીં આવી હતી ત્યારે સૌ દેવતાઓના કહેવાથી વિષ્ણુએ કૃષ્ણનો અવતાર લીધો હતો. પણ મને તથા આપને કંઈ પણ જ્ઞાન ન રહ્યું કે મેં કૃષ્ણની ગાયો ચોરી તથા આપે એવી બેઅદબીથી વરસાદ વર્ષાવી મૂક્યો ? વારૂં આપણે ભૂલ્યા તો ભૂલ્યા. પણ કૃષ્ણ પણ ભૂલી ગયા. હું વિષ્ણુ છું એમ પહેલેથીજ જણાવી મને ચોરી રૂપ કુકર્મથી ન બચાવ્યો ને વૃજના લોકોને તમારે હાથે નાહક દુ:ખ દેવરાવ્યું. જો પહેલેથી કહી દેત કે હું વિષ્ણુનો અવતાર છું તો શા માટે આટલી ખટપટ કરવી પડત ? માટે જણાય છે કે કૃષ્ણ પણ ભૂલી ગયા હતા. ભલા એટલું તો વિચારો કે કૃષ્ણના જન્મ પછી હજાર ફણાવાળા શેષ નાગ કૃમિ કીટક જેવડું રૂપ ધારણ કરી સૂપડામાં આવી બેઠા પણ તેમનાથી એટલું ન થયું કે પોતાના ભાઈ કાલીનાગને સમજાવી ન દીધો કે આ અમારા માલીક વિષ્ણુના અવતાર છે, ને એમનાથી ખબરદાર રેહેજો.

"મને અત્યંત યોગ્ય લાગે છે કે પુરાણોને ઈતિહાસની યાદીમાંથી કાઢી નાંખવા જોઇએ. કેમકે એમાં અસંભવિત, અક્કલથી ઉંધી તથા ખોટી વાતો શિવાય બીજી અતિશયોક્તિ

ભરેલી વાતો પણ ઘણી છે. જુઓ કે મહાભારતના યુદ્ધમાં જ્યારે ૧૮ અક્ષૌહિણી સેના એકત્ર થઇ હતી ત્યારે જગતમાં કેવળ બાળક, વૃદ્ધ તથા સ્ત્રીઓ બાકી રહી હતી. પણ ભાગવતમાં લખ્યું છે કે જરાસંધ ૧૮ વાર તેવીસ અક્ષૌહિણી સેના લઇ ચઢી આવ્યો પણ જગતમાં જરાએ કોલાહલ ન થયો. તેમજ મુચકુંદ તથા રાજા નૃગની કથા ને ગરૂડજીની અમૃત લાવવા વિષેની કથા કેવળ અરેબિયન નાઇટ્સના કિસ્સા જેવી છે. એટલા માટે ઇતિહાસની યાદીમાંથી પુરાણને કાઢી મૂકવા જોઇએ. ગરૂડના વિષયમાં લખી માર્યું છે કે જ્યારે એ અમૃત લેવા ચાલ્યા ત્યારે એમને પોતાને ભુખ લાગી ત્યારે તે પોતાના પિતા પાસે ગયા ને કહેવા લાગ્યા કે મને બહુ ભુખ લાગી છે. એમના પિતાએ એક દેશ બતાવ્યો ને કહ્યું કે તમે ત્યાં જઈ ત્યાંના સર્વે નિ-વાસિઓને ખાઇ જાઓ! પણ બ્રાહ્મણને ન ખાશો! ગરૂડે પોતાના પિતાને પૂછ્યું કે હું બ્રાહ્મણને કેવી રીતે ઓળખું? ગરૂડના પિતાએ ઉતર આપ્યો કે જે તારા પેટમાં ન પચે ને હરણની માફક કુદકો કરે તેને બ્રાહ્મણ સમજવો! ગરૂડજી પોતાના પિતાએ નિર્દિષ્ટ કરેલા દેશ તરફ ચાલ્યા. ત્યાં જઇ જોય છે તો બધાએ ભોઈ લોક રહેતા હતા. ગરૂડજીએ એવી તો ચાંચ પહોળી કરી કે એ દેશના સંપૂર્ણ નિવાસીઓ શ્વાસની સાથે એમના પેટમાં ચાલી ગયા! જઠરાગ્નિમાં બધા પચવા લાગ્યા પણ એક માણસ ઘોડાની પેઠે કૂદવા લાગ્યો. ગરૂડે જાણ્યું કે કમબખ્ત બ્રાહ્મણ છે. એને કહ્યું કે તું બ્રાહ્મણ છે તેથી મારા પેટમાંથી બહાર નીકળી આવ. તે બ્રાહ્મણે કહ્યું કે હા, છું તો બ્રાહ્મણ. પણ એક ભોયણને ઘરમાં રાખવાથી ભોઈ થઈ ગયો છું. જો તમે મને કાઢવા ચાહો છો તો મારી ભોયણને પણ કાઢો! કેમ સાહેબો, જો ગરૂડને જરા ચૂરણ આપ્યું હોત તો કહો

વાર ગરૂડને બ્રાહ્મણ તથા બ્રાહ્મણીની હત્યા જરૂર લાગત !"

ઈત્યાદિ અનેક વાતો કહી જ્યારે ચૌમુખી બાવા બેસી ગયા ત્યારે એક સ્ત્રીએ આવી ઇંદ્રની સન્મુખ એક અરજી મૂકી. તે સ્ત્રીને બેસવાની આજ્ઞા આપી ઇંદ્ર મહારાજ પોતે અરજી લઈ સર્વ દેવતાઓને સંભળાવવા લાગ્યા અરજીમાં આ પ્રમાણે મજકુર હતો:—

"હે ધર્મપ્રવર્તક દેવગણ અને દેવરાજ, મેં જેટલી શ્રુતિ તથા સ્મૃતિ વાંચી તથા સાંભળી છે, તે સર્વે ઉપરથી મારો એવોજ નિશ્ચય થયો છે કે જગતમાં સતીત્વ ધર્મના સમાન બીજો કોઈ ધર્મ નથી. તેથી મેં તેનું પાલન બહુ પરિશ્રમ તથા ઉત્સાહથી કર્યું હતું. પણ વિષ્ણુએ મારૂં વ્રત ભંગ કરી નાંખ્યું. તથા મારા પતિને મારી, મારૂં સર્વ રાજપાટ નષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યું. હું હવે તુળસીના ઝાડની ખોમાં પેસી બેસી રહું છું. પણ ત્યાંએ મારા શત્રુ વિષ્ણુના ભકત મને સદા કષ્ટ આપ્યા કરે છે. તુલસીદલ તોડી ચાવી જાયછે. તુલસીના વૃક્ષને કાપી માળા બનાવી લે છે. મતલબ કે મને હજી સુધી પણ વિષ્ણુના ભકતોએ ભૂત બનાવી મૂકી છે. વિષ્ણુની હકીકત એવી છે કે એમણે ગર્ગસંહિતા અને એકાદશી મહાત્મ્યના આધારે એક વેશ્યાને પોતાની પત્ની બનાવી ને મુજ પતિવ્રતાની આવી દુર્દશા કરી. મહાશયગણ, એ કલંકને લીધે મારી સજાતીય દેવી મારૂં અપમાન કરે છે. જુઓ લખ્યું છે કે तुलसीगन्धमात्रेण रुष्टा भवति सुन्दरी । અસ્તુ. હું કોઈ પણ પ્રકારે એ વૃક્ષમાં દીવસ ગુજારતી હતી. પણ વિષ્ણુના આ જાનધ્યા ભકતો મને અહીં પણ ચેન પડવા દેતા નથી. એકજ વર્ષમાં મારા અનેક વાર વિવાહ કરે છે. આપ પૂછશો કે શું કરે છે ? તો સાંભળો. વિવાહ પણ જો

કંઈ સમજીને કરતા હોય તો પણ કંઈ મને સંતોષ થાય. પણ નહિ. એ વિવાહ પણ શાલિગ્રામની શિળા અથવા તો ધાતુ કે પાષાણની મૂર્તિ સાથે! કેવળ વિજાતીય વસ્તુ સાથે કરે છે!! જો આ ભક્તોનો વિવાહ ઘંટી સાથે કરી દેવામાં આવે તો એમને સમજાય કે અનમેળ વિવાહથી શું ફળ થાય છે? માટે હે સભાપતિ મારી પ્રાર્થના ઉપર અવશ્ય વિચાર થવો જોઇએ."

અરજી વંચાઈ રહ્યા પછી તે સ્ત્રીનું નામ પૂછવામાં આવ્યું. તે સ્ત્રીએ પોતાનું નામ વૃંદા છે એમ જણાવ્યું. તેની અરજી મંજુર થઈ ને હુકમ આપ્યો કે એ ઉપર વિચાર કરવામાં આવશે.

તે પછી નૃસિંહ ભગવાન ઉભા રહ્યા અને બોલ્યા, "હે સભ્ય ગણો, મહાદેવના ભક્તોએ મારી બહુજ ફજેતી કરી છે. જ્યારે વ્યાસને દોષ લગાડનારાં પુરાણના કર્તાઓએ અમારી શ્લાઘાથી અસંભવ સમૂહના તંતુ જોડી દીધા ત્યારે શિવના ભક્તોએ લખ્યું કે નૃસિંહજીનો ક્રોધ શાંત ન થયો ત્યારે શિવ શરભશાલભ પક્ષીરાજનું રૂપ ધરણ કરી મને પંજામાં દબાવી ઉડી ગયા, ને કેટલાક હજાર વર્ષો સુધી ઉડતા રહ્યા. જ્યારે હું બહુ નિર્બલ ને નિ:શક્ત થઈ ગયો ત્યારે મેં શરભ પક્ષીરાજની સ્તુતિ કરી. એ સ્તુતિ દારૂણ સપ્તક નામથી આકાશભૈરવ તંત્રમાં હજી સુધી લખેલી પડી છે. કહો જોઇએ કે આ બધી કથા ચોરને ઘેર લાચારની સમાન નથી શું?"

નૃસિંહ ભગવાનના વચનોને શ્રી રાઘવેંદ્ર રામચંદ્રે ટેકો આપતાં કહ્યું, "બેશક, મૃત્યુલોકના મનુષ્યો એવા કૃતઘ્નજ છે. તેઓ ક્ષણમાત્રમાં બધું કર્યું કારવ્યું ધૂળ કરી નાંખે છે. જુઓ કે મેં કેવી મહેનત તથા બુદ્ધિથી રાવણને માર્યો પણ મૃત્યુ

લોકના માણસોએ મારા કૃત્યો સાથે એટલાં બધાં તો અસંભવિત તથા ખોટા વૃતાંતો જોડયા છે ને એક અદ્દભુત રામાયણ ઘડી કાઢયું છે કે મારાં સર્વ કૃત્ય ગાથારૂપે થઈ રહ્યાં છે ને મારૂં સર્વ યશ ધૂળમાં મેળવી દીધું છે.''

એ પ્રમાણેની સર્વ ફરિયાદો તથા વ્યાખ્યાનો સાંભળી દેવરાજ ઇંદ્ર ઉભા થયા ને બોલ્યા, ''બેશક પુરાણોમાં બહુ ગડબડ માલૂમ પડે છે. જુઓ એક કથા સૃષ્ટિક્રમથી વિરૂધ્ધ તથા અસંભવિત લખી છે. રાજા માન્ધાતાની ઉત્પતિ સાંભળી કોને હસવું નહિ આવે? લખ્યું છે કે રાજા બૃહદશ્વ શાપને વશ થઈ જંગલોમાં ઠોકરો ખાતાં ફરતા હતા. એક દીવસે તે ઓચિંતા ઋષિઓના આશ્રમમાં આવી પહોંચ્યા. ત્યાં ઋષિઓએ એક બીજા રાજા વાસ્તે પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો હતો. અને વેદ મંત્રોથી સંસ્કૃત કરેલું જળ એવા અભિપ્રાયથી ભરી મૂકયું હતું કે જે સ્ત્રી તે પીએ તેને ગર્ભ રહે. પરંતુ જે સમયે ઋષિ લોક ઉંઘી ગયા હતા તે સમયે રાજા બૃહદશ્વ ત્યાં આવી પહોંચ્યો હતો. તેણે આવી તે જળ પી લીધું. જ્યારે ઋષિઓ જાગ્યા ત્યારે જોયું તો જળ અલોપ! તેઓ બહુ ગભરાયા જળ પીનારને શોધવા લાગ્યા. તપાસ કરતાં માલૂમ પડયું કે રાજા બૃહદશ્વે જળ પીધું છે. ત્યારે ઋષિઓએ કહ્યું કે અમારૂં વચન કદી મિથ્યા થનાર નથી. એ રાજાના પેટમાં જરૂર જરૂર પુત્ર પેદા થશે. બસ એમ કહેતા વારને રાજા બૃહદશ્વને ગર્ભ રહી ગયો, અને નવ માસ પછી પુત્ર પેદા થયો! પુત્ર પેદા થતાંજ રાજા બૃહદશ્વ મરી ગયો. ત્યારે ઋષિઓએ અમૃત પીવરાવી જીવતો કર્યો. પણ છોકરાને દૂધ કોણ પીવરાવે? ત્યારે મને બોલાવ્યો ને મેં તે છોકરાને ધવરાવ્યો! હે સભાસદો, આ કીસ્સો નીચેના દોહરા જેવો

નથી શું ?

" સાસુ કુંવારી, વહુ ગર્ભિણી, નણંદતણી ગઇ શુધ;
" જોનારી સુતને જણે, વાંઝણિ પાય છે દૂધ.

" અસ્તુ. બીજું બધું તો ધારો કે ઋષિઓના વચનથી થયું. પણ ગર્ભાશય જે ઇશ્વિરે પુરૂષના શરીરમાં બનાવ્યુંજ નથી તે કેવી રીતે બન્યું ? શું તે પાણી ઇશ્વિરનો પણ કાકો હતું કે અન્દર જતાંજ ઝટ તેણે ગર્ભાશય બનાવી દીધું ? ખેર જે થઇ તે વીતી. પણ હવે પછી આવા બદમાશની કથાઓનું કંઇ કામ નથી. માટે વ્યાસની જુબાની તથા એમના પુત્ર શુકદેવની સાક્ષી લઇ એક ઠરાવ પસાર કરી દેવો અને સાધારણ સભા કરી સૌને વાંચી સંભળાવવો જોઇએ."

શ્રી વ્યાસજી સભામાં ઉભા રહી કહેવા લાગ્યા કે મારા બચાવની મારી જુબાની લીધા પહેલાં મારા પુત્ર શુકદેવની જુબાની થવી જોઇએ. તે પછી સભાપતિએ વાંધો લીધો કે મુક્તિમાંથી બોલાવી લાવવાની અમને શક્તિ નથી કેમકે મુક્ત જીવો અમારી સત્તાની બહાર છે. પરન્તુ, સનકાદિકોને પ્રાર્થના કરીએ છીએ કે તેઓ જઇ મુક્ત શુકદેવજીને કોઇ પણ પ્રકારે સભામાં લઇ આવે.

સભાપતિની પ્રાર્થના સાંભળતાંજ સનકાદિક ઋષિ શુકદેવને લઇ આવવા માટે નીકળ્યા. તેઓ જેવા સભામંડપની બહાર ગયા ને દરવાજા બહાર નીકળ્યા કે મેદાનમાં શ્રી શુકદેવજી દેવતાઓના બાલકો સાથે બૅાલબેટ રમતા હતા. એમને જોઇ સનકાદિકોએ પ્રણામ કરી કહ્યું કે ઇંદ્ર મહારાજ આપને સબ્જેકટ કમિટિમાં યાદ કરે છે ને આપને ત્યાં બોલાવે છે. શ્રી શુકદેવજીએ ઉત્તર આપ્યો કે અમે મુક્ત જીવ છીએ. અ-

મારા ઉપર ઇંદ્રની આજ્ઞા ચાલી નહીં શકે. જો ધ્યાનમાં આવે તો આવીશું, જાઓ! આવું કઠોર વાક્ય સાંભળી સનકાદિક જરા જેવડું મોં કરી રહ્યા ને મન મલીન કરી ચાલી ગયા.

પરન્તુ અહીં શુકદેવજી ક્રીકેટરો સાથે બોલધપ્પા કરતા દેવતાઓની સભામાં આવી પહોંચ્યા. તેમને જોતાંજ સૌ દેવ-ગણ ઉભા થઈ રહ્યા, ને એમના સાથી છોકરાઓને બહુ મુશ્કેલીથી છોડવ્યા.

જ્યારે શુકદેવ ઋષિ સ્વસ્થ ચિત્તે બેઠા ત્યારે સભાપતિએ બહુજ નમ્ર ભાવથી પૂછ્યું, "હે ભગવન્, આપે આપના પિતા કનેથી શ્રીમદ્‌ભાગવત શીખીને શું ખરેખર પરીક્ષિતને સંભળાવ્યું હતું?"

શ્રી શુકદેવજી હસી પડયા ને બોલ્યા "હે દેવરાજ, આપ જેવા બુદ્ધિમાનો પણ શું પુરાણો ઉપર વિશ્વાસ રાખે છે? જો પુરાણ ઉપર વિશ્વાસ હતો તો પછી મને બોલાવવાની શી જરૂર હતી? કેમ કે જો ભાગવત ખરૂં હતું તો સભાની ખુરસીઓ તથા ટેબલો આપને જવાબ આપત! જુઓ ભાગ-વતમાં લખ્યું છે કેઃ—

"यं प्रव्रजनन्तमनुपेतमपेतकृत्यं,
द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया....इत्यादि.

"અર્થાત્ તે શુકદેવ મુનિને હું નમસ્કાર કરૂં છું કે જે સૌ ભૂતોના હૃદયમાં નિવાસ કરે છે, જે શુકદેવ મુનિ જન્મ લેતાંજ નાઠા, તથા વ્યાસ તેમની પાછળ પુત્ર પુત્ર કરતા

દોડયા, ત્યારે વ્યાસજીને વૃક્ષોએ ઉત્તર આપ્યો! બસ, એ શ્લોક મુજબ આપને જે કંઈ મને પૂછવા જેવું હતું તે કોઈ ટેબલ કે ખુરસીને પૂછી લેવું હતું! શું આપ એટલું પણ નથી જાણતા કે પરીક્ષિતના પિતાજ નહિ પણ એની ૪ થી પેઢી પહેલાં મારો મૃત્યુ થઈ ગયો હતો? જો એમ છે તો હું ભગવત કેવી રીતે સંભળાવું? બેઅદબી માફ કરજો, મને લાગે છે કે આ બાબતમાં આપની અક્કલ ખસી ગઈ છે. વારૂ અમે વેદને મૂકી કીસ્સા—કહાણીઓ શા માટે સંભળાવીએ? એવા પુસ્તકોને માટે મારે એટલુંજ કહેવું પડેછે કે તે તદન બંધ કરી દેવા જોઇએ. જુઓને મારીજ ઉત્પત્તિમાં કેવી ગડબડ કરીછે તે? હે સભાપતે, આપે નિશ્ચયે કરીને જાણવું જોઈએ કે મારા પિતાએ બીલકુલ આવું પુસ્તક રચ્યું નથી ને મેં કદી પણ ભાગવતની સપ્તાહ વાંચી નથી."

શ્રીમાન્ શુકદેવ મહારાજની જુબાની પૂરી થતાંજ સભાપતિ મહારાજે ઉભા રહી તથા સર્વે સભાસદોને સંબોધી કહ્યું, "બસ થયું. હવે વધારે પુરાવા લેવાની અને સાક્ષીઓને વધારે કષ્ટ આપવાની આવશ્યકતા નથી. કેમકે જેટલા લોકોની અત્યાર સુધીમાં સાક્ષી લેવામાં અવીછે એ ઉપરથી સાફ સાફ જાહેર થયું છે કે મહર્ષિ વ્યાસદેવે પુરાણ બનાવ્યા નથી. તથા એ ઉપરથી બીજું પણ સાબેત થઈ ચુકયું છે કે મહર્ષિ માર્કંડેયાદિનાં નામથી પણ જાલ—ગ્રંથો રચી લોકોમાં ચલાવી દીધાછે. તેટલામાટે મહર્ષિ વ્યાસદેવને આજ્ઞા કરવામાં આવેછે કે તેમણે થોડાક શ્લોક પુરાણોના ખંડનાર્થે બનાવી મૃત્યુ લોકના કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા, અને સર્વે મનુષ્યોને તાકીદ કરવામાં આવે કે પ્રાતઃકાળે સૌએ ઉઠી પ્રાતઃસન્ધ્યા સમયે તેનો પાઠ કરવો."

સભાપતિની આજ્ઞા સાંભળતાંજ મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ ઉભા રહ્યા ને શ્લોક બોલવા લાગ્યા.

અમારા સ્વર્ગીય સમાચારદાતા મિત્રે વ્યાસ પ્રણિત શ્લોકોની એક પ્રત અમને છેલ્લા મેલમાં મોકલી દીધી છે. અમે અમારા વાંચકોના અવલોકન અર્થે તે શ્લોક જેમના તેમ અર્થ સાથે અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ.

॥ व्यास उवाच ॥

वेदोऽस्त्यखिलविद्यानां निधिरेव प्रकीर्त्तितः ।
तमधीत्य शुभज्ञानमाप्तव्यं विबुधैर्भुवि ॥ १ ॥
अजां प्रकृतिमादाय ससर्ज सकलं जगत् ।
जीवकर्मानुसारेण योनिपार्थक्यमीश्वरः ॥ २ ॥
संव्याप्यमीश्वरस्येदं विश्वं स्थावरजङ्गमम् ।
तस्माद्भीतेन जीवेन कर्म कार्य्यं सुरेश्वर! ॥ ३ ॥
सर्वशक्तिमतो जन्मासम्भावीति विनिश्चयः ।
अवतारकथा स्तस्मान्न श्रद्धेया विचक्षणैः ॥ ४ ॥
रामकृष्णादयस्सर्वे बभूवुर्वेदपारगाः ।
साक्षाद्धर्मस्य कर्तारस्तस्मान्मान्या हि ते स्मृताः ॥ ५ ॥
नकृष्णेन कृतं चौर्यं परदाराभिमर्शनम् ।
लाञ्छनं ज्ञानहीनैस्तु नास्तिकैः सम्प्रदर्शितम् ॥ ६ ॥
क्रूरयोनावीश्वरस्य प्रादुर्भावो न वैदिकः ।
बौद्धैरेवहि दोषाणामद्रिरेष निपातितः ॥ ७ ॥

देवबुध्द्या शिलादीनामर्चनन्नैव शाश्वतम् ।
बौद्धैर्बुद्धिविहीनैस्तु प्रपञ्चोयं प्रकाशितः ॥ ८ ॥
मदमोहरता ये च पाखण्डाः पापकारिणः ।
धर्मव्याजेन ते सर्वे संसारं वञ्चयन्ति वै ॥ ९ ॥
प्रतिष्ठाप्यालये मूर्तिं तदग्रे पण्ययोषिताम् ।
नृत्यं पश्यन्ति निर्लज्जाः किं ब्रूमो गर्हितं बुधाः॥१०॥
अहो लोकस्य जाड्यं वै गुरवो विषयैषिणः ।
आत्मानमवतारज्ञाः शिष्यशाशनतत्पराः ॥ ११ ॥
नाधीता वेदशास्त्राणामेका पङ्क्तिर्गुरोस्तु यैः ।
ते चापि गुरुभावेन पूजां प्राप्य सुखं गताः॥ १२ ॥
ब्रवीम्येतन्निश्चयेन श्रृण्वन्तु सुरसत्तमाः ।
विदुषामादरतः सद्यः स्वर्गं यातीह मानवः ॥ १३ ॥
तथैवाज्ञास्तु शिष्यास्तु सर्वे निरयगामिनः ।
तस्मान्मूर्खमनादृत्य वेदज्ञं गुरुमर्चयेत् ॥ १४ ॥

पण्डिता यत्र पूज्यन्ते स देशः श्रीमतां खलु ।
तस्मिन्नेवहि निष्पक्षो न्यायवान् राजते नृपः॥ १५ ॥
ये यथा कर्म कुर्वन्ति तेषां संज्ञा स्तथाविधाः।
वेदाभ्यासरताः विप्राः क्षत्रिया युद्धकाङ्क्षिणः॥ १६ ॥
एवमेव विशः शूद्रास्तथान्ये पुरुषर्षभाः।
कर्मानुरूपाजात्याख्यां लभन्ते जगतीतले ॥ १७ ॥

न मार्जयति पापानि गङ्गाम्भोऽपि कथंचन ।
कामकारकृतं कर्म फलमुत्पादयति ध्रुवम् ॥ १८ ॥
तस्माद्यत्नेन कार्याणि सुकर्माणि मुमुक्षुणा ।
मनो निवेशयन् पापे नरः पापमतिं व्रजेत् ॥ १९ ॥
सत्यव्रतं नराणान्तु नारीणां पतिसेवनम् ।
मोक्षदं कीर्तितं वेदे नान्नं त्यक्त्वा व्रती भवेत् ॥२०॥
न चाप्येकादशी पुण्या न पापा द्वादशी मता ।
न दिक्शूलं न योगाश्च नराणां कार्यनाशनाः॥ २१ ॥
जाठराग्नेर्मन्दतायां भोजनं हितनाशकम् ।
तस्माद्बुद्धिमता कार्यमशनं विधिपूर्वकम् ॥ २२ ॥

**અર્થ**:—મહર્ષિ વ્યાસજી બોલ્યા. "વેદ માત્ર સમ્પૂર્ણ વિદ્યાઓનો ખજાનો છે માટે વેદનો અભ્યાસ કરી જગતમાં મનુષ્યોએ ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું જોઈએ ૧. ઈશ્વરે અનાદિ પ્રકૃતિ અર્થાત્ પરમાણુઓને લઈ સર્વ જગત બનાવ્યું છે તથા જીવોના કર્મ પ્રમાણે અનેક પ્રકારની યોનિ પણ પરમેશ્વરે રચી છે—તાત્પર્ય કે જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ, નિમિત્ત કારણ ઈશ્વર તથા સાધારણ કારણ જીવોના કર્મો છે. ૨. આ જડ અને ચૈતન્યમય સંપૂર્ણ જગત્ ઈશ્વરથી વ્યાપ્ય છે, અર્થાત્ જગત્માં કોઈ પણ એવી વસ્તુ નથી કે જેમાં ઈશ્વર નથી, તેથી હે સુરેશ્વર, જીવોએ સદા અને સર્વત્ર ઈશ્વરને બ્હીને કર્મ કરવું જોઈએ. મતલબ કે મનુષ્યે કદી એમ ન સમજવું જોઈએ કે મને અહીં કોઈ પાપ કરતાં જોતું નથી; ઈશ્વર સર્વવ્યાપક છે ને તે જોય છે તથા તેનું ફળ પણ આપેછે, માટે છાનું પણ કોઈ પાપ કરવું નહિ. ૩. સર્વશક્તિમાનનો જન્મ થવો અસંભવિત છે કેમકે જે અલ્પશક્તિવાળો ને એક દેશીછે અથવા કર્મના બંધનથી બંધાએલો છે. તેનેજ જન્મ લેવો પડેછે. પરંતુ ઈશ્વર સર્વશક્તિમાન, સર્વવ્યાપક, તથા

કર્મના બંધન રહિત છે તેથી તેનો જન્મ થવો સંભવીત નથી એ કારણથી ઈશ્વરના અવતાર વિષેની કથાઓ ઉપર સૂજ્ઞે વિશ્વાસ કરવો ન જોઈએ. ૪. રામ, કૃષ્ણાદિ સર્વે મહાત્માઓએ વેદોનો સાંગોપાંગ અભ્યાસ કર્યો હતો, તેઓ ધર્મને પ્રત્યક્ષ કરનારા હતા તેથી તેઓ માન્ય ગણાતા હતા. ૫. શ્રીકૃષ્ણે નથી ચોરી કરી કે નથી પરસ્ત્રી સાથે વ્યભિચાર કર્યો પરંતુ નાસ્તિકોએ અને વિશેષે કરીને બોપદેવ નામના ભાગવતના કર્તાએ જુઠા કલંક પ્રદર્શિત કર્યા છે. ૬. ક્રૂર શુકરાદી યોનિમાં ઈશ્વરનો જન્મ થવો વેદમાં લખ્યો નથી બુદ્ધિહીન બૌદ્ધોએ આ દોષોનો પહાડ ઈશ્વર ઉપર મૂક્યો છે. ૭. પથ્થર આદિમાં દેવતા બુદ્ધિએ કરી પૂજવું ઉત્તમ કે સનાતન નથી. પરંતુ બૌદ્ધોએજ આ પ્રપંચ જગતમાં ફેલાવ્યો છે. ૮. મદ અર્થાત દ્રવ્યાદિનો અભિમાન તથા સ્ત્રીના મોહમાં ફસેલા જે પાખંડીઓ તથા પોપજાળ ફેલાવનારા લોકો ધર્મને બાહને સંસારને ઠગે છે; ૯. મંદિરમાં મૂર્તિઓ સ્થાપી એની સામે મુસલમાની વેશ્યાઓના નાચ નિર્લજ્જ રીતે જે લોકો જોય છે; તેવા કુકર્મીઓને અમે શું કહીએ? ૧૦ અરેરે, સંસારની મૂર્ખતા ઉપર અફસોસ થાય છે કે વિષયલંપટ ગુરૂઓ પોતાને ઈશ્વરનો અવતાર માને છે ને પોતે કાળા અક્ષરને કુટી મારે એવા હોયછે છતાં શિષ્યોને ઉપદેશ કરવામાં તત્પર રહે છે. ૧૧. જે લોકો ગુરૂ કનેથી વેદ કે શાસ્ત્રની એક પંક્તિ પણ શિખ્યા નથી તેજ ગુરૂ બની પૂજાયછે, ને ચેન ઉડાવે છે. ૧૨. દેવલોકો! હું વિનયપૂર્વક કહું છું કે વિદ્વાન અર્થાત્ યથાર્થ જ્ઞાનીઓની સેવા કરવાથીજ માણસને સુખ પ્રાપ્ત થાય છે. ૧૩ તેમજ મૂર્ખોને જે લોક ગુરૂ બનાવે છે તે સૌ નરકમાં જાય છે માટે મૂર્ખોને ન માનવા ને વેદ જાણનારા ગુરૂની સેવા કરવી. ૧૪. જે દેશમાં વિદ્વાન અર્થાત્ જ્ઞાનીઓને માન મળે છે. એજ દેશમાં લક્ષ્મી રહેછે અને તેજ દેશઉપર પક્ષપાત રહિત ન્યાયકારી રાજા આનંદથી રાજ્ય કરેછે. ૧૫. જે માણસ જેવું કર્મ કરે છે. તેની તેવી સંજ્ઞા હોય છે. જેમ, વેદનોજ જે સદા અભ્યાસ કરે છે, તે બ્રાહ્મણ અને જે વેદ શિખી યુદ્ધની અભિલાષા કરેછે તે ક્ષત્રિય કહેવાય છે.

૧૬. એજ પ્રમાણે વૈશ્ય ને શુદ્રાદિ લોક પણ પોતપોતાના કર્મ પ્રમાણે જાતિના નામ ધારણ કરે છે. ૧૭. ગંગાજલ કોઇ પણ પ્રકારે પાપનો નાશ કરતું નથી; કેમકે જે ઇચ્છા પૂર્વક કર્મ કરવામાં આવે છે તેનું ફળ અવશ્ય મળે છે. ૧૮. એ કારણથી મુમુક્ષુએ યત્નથી સુકર્મ કરવા જોઈએ; કારણ કે જો મન પાપમાં લગાડે તો માણસની મતિ પાપી થઈ જાય છે. ૧૯. પુરૂષોને વાસ્તે સત્યવ્રત ને સ્ત્રીઓને વાસ્તે પતિવ્રત મોક્ષ આપનારાં વેદમાં કહ્યા છે. પણ અન્નના ત્યાગથી કોઈ વ્રત થતું નથી. ૨૦. એકાદશી પુણ્યતિથિ નથી તેમ દ્વાદશી પાપતિથી નથી. ને ગ્રહો મનુષ્યના કાર્યનો નાશ કરતા નથી. ૨૧. જ્યારે જઠરાગ્નિ મંદ પડે છે ત્યારે ભોજન હિતકારી થતું નથી; માટે બુદ્ધિમાને વિધિપૂર્વક ભોજન કરવું જોઈએ. ૨૨.

મહર્ષિ વેદવ્યાસનું છેલ્લુ વ્યાખ્યાન પૂરૂં થતાંજ વિઘ્ન વિનાશક લમ્બોદરજી મારવાડી શેઠીઆની પેઠે મોઢું ઘડા જેવડું પેટ લઇ ધોતર સંભાળતાં ઊભા થઈ ગયા, ને કહેવા લાગ્યા, ઘણા દિવસ થયા પુરાણના કારણથી મહર્ષિ વ્યાસ દેવ ઉપર હું, ક્રોધ કરી રહ્યો હતો. કેમકે પુરાણોમાં જૂ માકણની પેઠે મારી ઉત્પતિ મેલથી લખી છે. ખેર. હવે મહર્ષિ વેદવ્યાસના ખુલાસાથી મારી શાંતિ થઈ છે. હવે હું દરખાસ્ત કરૂં છું કે આજના સભાપતિ મહારાજ ઇંદ્રને સંપૂર્ણ સભાસદો તરફથી ધન્યવાદ આપવામાં આવે. કેમકે એમનાજ ઉદ્યોગથી સંપૂર્ણ દેવતાઓની ઈજત બચી ને અમારા સર્વેના સંદેહ દુર થયા."

લંબોદરજીની દરખાસ્તને ઘણાએ ટેકો આપ્યો ને મહારાજ ઇંદ્રની જે બોલાઈ. તે પછી દેવરાજ ઇંદ્રે સભા વિસર્જન કરતી વેળાએ સૌને આજ્ઞા આપી કે આ શ્લોકને સર્વ લોકે મોઢે રાખવો.

पोपप्रणीतांश्च पुराणग्रन्थानधीत्यवादेन विवेकशून्याः ।
ये वञ्चयन्तः किलमोहयुक्तान् हन्त्येवतानीश्वरलोकसाक्षी ॥

**સમાપ્ત.**

## વાંચો અને મિત્ર મંડળને વંચાવો.

### ઓરૂમ્.

# પ્રાણગ્રન્થાવળી.

વિચારદર્પણ ચોપાનિયું બંધ પડવાથી આ ગ્રંથાવળીનો જન્મ થાય છે. વિચારદર્પણમાં જુદા જુદા ઉપયુક્ત વિષયો ઉપર લખાએલા પરભાષાઓના ગ્રંથોના તરજુમા અને સ્વતંત્ર લેખો આવતા હતા. તેમાં પ્રસિદ્ધ કરવા માટે લખી રાખેલા કેટલાક ગ્રંથો તેમજ તેમાં અધુરા રહેલા કેટલાક ગ્રંથો આ ગ્રંથાવળીમાં ગુંથવામાં આવશે. વિચારદર્પણ જે કારણોથી બંધ કરવું પડયું છે, તેનો ઉલ્લેખ આ ગ્રંથાવળીના પ્રથમ ગ્રંથમાં કરેલો છે. આ ગ્રંથાવળીમાંના છપાઇ તૈયાર થએલા ગ્રંથો અને છાપવા આપેલા ગ્રંથો નીચે પ્રમાણે છે.



### તૈયાર છે.

### ગ્રંથ ૧ લો.

## શતપ્રશ્નોત્તરાવળી.

આ ગ્રંથમા ધર્મસંબંધી જુદા જુદા સો વિષયોની વ્યાખ્યાઓ પ્રશ્ન અને ઉત્તર રૂપે આપી છે. વ્યાખ્યાઓ મનન કરવા લાયક છે ને દરેક બાલકે મોઢે કરી રાખવા જેવી છે. વિચારદર્પણમાં આ ગ્રંથ સંપૂર્ણ છપાયો છે.

**કીમત ૧ આનો. ટપાલ ખરચ ०॥ આનો.**



### ગ્રંથ ૨ જો.

## સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી.

વ્યાસાદિ મહર્ષિઓ ઉપર જે ખોટા આરોપ મૂકવામાં

આવે છે. તેનું નિવારણ કરવા માટે દેવતાઓની એક નાની સભા સ્વર્ગમાં ભરાઈ હતી. તે સભાનું સંપૂર્ણ વૃતાંત આ ગ્રંથમાં આપ્યું છે. આ વૃતાંત એક સ્વર્ગવાસી મિત્રે સ્વર્ગમાંથી મોકલ્યું છે. એ વાત કોઈને અસંભવીત લાગે એવી છે. પરંતુ તેનો ખુલાસો આ ગ્રંથમાંજ કર્યો છે. તે વાંચીને વાંચનારની ખાતરી થશે. ગ્રંથ અપૂર્વ છે. એકવાર વાંચી જવાની દરેકને ભલામણ કરીએ છીએ.

**કીમત ૩ આના. ટપાલ ખરચ ૦॥ આનો.**



**છપાય છે.**

**ગ્રંથ ૩ જો.**

# સ્વર્ગમાં મહા સભા.

સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટીનું કામ પૂરૂં થયા પછી દેવતાઓની એક મોટી સભા, બ્રહ્માદિ મહર્ષિઓ તથા શ્રી કૃષ્ણાદિ મહાત્માઓ ઉપર જે ખોટા દોષ મૂકવામાં આવે છે, તેના નિવારણાર્થે મળી હતી. તે સભાનું સંપૂર્ણ વૃત્તાંત આ ગ્રંથમાં આપ્યું છે, આ વૃતાંત પણ તે જ સ્વર્ગવાસી મિત્રે મોકલ્યો છે. પુસ્તક વાંચવા લાયક છે. આ ગ્રંથ પણ એક વાર વાંચી જવાની દરેકને ભલામણ કરીએ છીએ.

**કીમત ૩ આના. ટપાલ ખરચ ૦॥ આનો.**



**ગ્રંથ ૪ થો.**

# વિદ્યુન્માનસ શાસ્ત્ર.

આ શાસ્ત્રનો મૂળ ઉત્પન્નકર્તા ડાક્ટર ડાડ્સ નામનો એક મહાન વિખ્યાત વિદ્યુત્પંડીત અમેરીકામાં થઈ ગયો છે. હાલમાં

પ્રસિદ્ધ થએલા એડીસનની પેઠે એણે પણ વિદ્યુત એટલે વિજળી સંબંધી ઘણા આશ્ચર્યકારક શોધ કર્યા છે. વિદ્યુન્માનસ શાસ્ત્રનો શોધપણ તેવોજ આશ્ચર્યકારક છે. ડાકટર ડાડ્સે આ શાસ્ત્રનો પૂરો શોધ કરી જ્યારે તેના પ્રયોગ અમેરીકાના જુદા જુદા શહેરામાં કર્યા, ત્યારે તેથી લોકો એટલા તો છક થઈ ગયા કે તેને જાદુગાર જાણી તેનો છળ કરવા લાગ્યા. પરંતુ ડાકટર ડાડ્સે જ્યારે જાહેર કર્યું કે મનુષ્યના મન સાથે વિજળીનો એક અપૂર્વ સંબંધ પરમાત્માએ જોડી દીધો છે. અને તે સંબધ વિજળી વિષેના મારા ઘણા વર્ષના અનુભવને લીધે મને જણાઈ આવ્યો છે, અને તેથી મનુષ્યની વિજળીના એક પ્રકારના આકર્ષણને લીધે હું આવા પ્રયોગ કરૂં છું, ત્યારેજ લોકોએ તેનો કેડો મૂક્યો. તે પછી તેના કેટલાક શિષ્ય પણ થયા.

આ શાસ્ત્ર મેસમેરીઝમ કરતાં બહુજ ચઢતી પંક્તિનું છે. ને એ શાસ્ત્ર જાણનાર એવા તો અદ્ભૂત પ્રયોગ કરી શકે છે કે તેની મદદથી તે પાણીનું મધ, ચાહા, દૂધ વિગેરે દેખાડી આપે છે, ગાજવીજ, વરસાદ, વિગેરે પણ દેખાડી શકે છે, મતલબ કે આ શાસ્ત્ર પતંજલીના યોગ શાસ્ત્રનુંજ એક અંગ છે એમ કહીશું તો ચાલશે.

યુનાઈટેડ્ સ્ટેટસની મહાન સેનેટ સભાએ ડાકટર ડાડ્સની આ શાસ્ત્રનો લોકોને ઉપદેશ કરવાની વિનંતિ કરી એ માન્ય કરી ડાકટર ડાડ્સે એક જંગીવર સભામાં બાર વ્યાખ્યાનો આપ્યાં ને તેમાં આ શાસ્ત્રનું સવિસ્તર વર્ણન કર્યું છે. તે પુસ્તક રૂપ છપાયાં છે. તેનો તરજુમો મરાઠીમાં પ્રગટ થતા "કેરલ કોકીલ" નામના માસિકમાં આપેલો છે. તે તરજુમો તથા મૂળ પુસ્તક એ બેઉના આધારે સદરહુ ગુજરાતી તરજુમો કર્યો છે. તેમાંનાં ચાર વ્યાખ્યાન વિચારદર્પણમાં પ્રસિદ્ધ થયાં છે. અગિઆરમાં વ્યાખ્યાનમાં આ શાસ્ત્રના પ્રયોગ કેમ કરવા તે

સમજાવેલું છે. ટુંકમાં એજ કે આ ગ્રંથ અત્યંત ઉપયોગી તથા સંગ્રહ કરવા યોગ્ય છે.

**કીમત રૂપીઆ બે. પરંતુ અગાઉથી પૈસા ભરનાર પાસેથી ફક્ત રૂપીઓ એક લેવામાં આવશે. અગાઉ ગ્રાહક થએલાનાં નામ પુસ્તકની અંતે આશ્રયદાતાઓના લિસ્ટમાં પ્રસિદ્ધ થશે.**



**ગ્રંથ ૫ મો.**

## બ્રહ્મયજ્ઞ.

( The Philosophy of Worship. )

ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના એટલે શું? તે કેમ કરવી? સ્તુતિનું ફળ શું? પ્રાર્થનાનું ફળ શું? ઉપાસનાનું ફળ શું? તે કેમ સાધ્ય કરવા? એ વિગેરે કેટલાક પ્રશ્નોનો નિર્ણય આ પુસ્તકમાં તત્વજ્ઞાનની દૃષ્ટિથી તથા વૈદિક સિધ્ધાંતોથી કરેલો છે. તેમજ વૈદિક સ્તુતિ, પ્રાર્થના ને ઉપાસનાની બીજા ધર્મોની નામની પ્રાર્થનાઓ સાથે સરખામણી કરી વૈદિક સ્તુતિ આદિની ઉત્તમતા સ્પષ્ટ રીતે દર્શાવી છે. પુસ્તક દરેક મુમુક્ષુએ સંગ્રહ કરવા યોગ્ય થશે.

**કીમત ૬ આના. ટપાલ ખરચ ૧ આનો.**



**ગ્રંથ ૬ ઠો.**

## સંસારસુખ.

**ભાગ ૧ લો.**

**આ એક અત્યંત ઉપયોગી ગ્રંથ છે. દરેક અવિવાહિત અને વિવાહિત સ્ત્રીપુરૂષે, પોતાની જીંદગી સફળ કરવી હોય તો**

આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. સંસાર સંબંધી મહત્વની બાબતો, જેવી કે—લગ્ન; લગ્નનો કાળ; પ્રેમની વ્યાખ્યા; ખરો પ્રેમ તે કિયો? પુરૂષે વિવાહ સમયે કેવી સ્ત્રી ત્યજવી, તેમજ કેવા પુરૂષને સ્ત્રી ન પરણાવવી? વિવાહ થવા માટે લાયક જોડું ક્યારે ગણાય? કામવિકાર, અને તેનો દુરૂપયોગ; વ્યભિચાર; ગર્ભનો અટકાવ; બ્રહ્મચર્ય; સંતતિ, ને તે થવાની ઈચ્છા; ઉત્તમ સંતતિ શી રીતે થાય? વિગેરે બાબતો ઉપર વૈદક, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર તથા વિદ્યા (Science) ની દૃષ્ટિથી ઉત્તમ લેખનો સમાવેશ આ પ્રથમ ભાગમાં કરેલો છે. ગુજરાતીમાં આજ સુધી આવી રીતનું, સ્ત્રી પુરૂષોને વાંચવા યોગ્ય પુસ્તક લખાયુંજ નથી. આ ગ્રંથના ત્રણ ભાગ થશે. તેમાંનો આ પ્રથમ ભાગ છપાય છે.

**કીમત—રૂપીઓદોઢ.** અગાઉ પૈસા ભરનાર પાસેથી ટપાલ ખરચ સાથે રૂપીઓ એક.

તે શિવાય આ ગ્રંથાવળીમાં છાપવા માટે—ધર્મ, નીતિ, વિદ્યા (Science) સંબંધી ઉપયુકત ગ્રંથો, નિબંધો તથા વાર્તાઓ લખેલી તૈયાર છે. ઉપલા ગ્રંથો પરમેશ્વર કૃપાથી બહાર પડી ગયા પછી તે ગ્રંથો છાપવાને આપવામાં આવશે ત્યારે જાહેરખબરથી જાણ કરવામાં આવશે. ઇશ્વર અમારી તેમજ વાંચકવર્ગની ઈચ્છાઓ સફળ કરે એવી તેની અત્યંત નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

**વિચારદર્પણના આજ સુધી પ્રસિદ્ધ થએલા બધા અંકની કીમત ટપાલ ખરચ સાથે ફક્ત આઠ આના.**

**એન. એમ. અને કંપની.**

**લુહાર ચાલને નાકે, કાલબાદેવીરોડ, મુંબઈ.**

ઓ૩મ્

# પ્રાણ-ગ્રંથાવળી.

## તૈયાર છે.

**ગ્રંથ ૧ લો.**—શતપ્રશ્નોત્તરાવળી.

**કીમત** ૧ આનો. ટપાલ ખરચ ૦ાા આનો.

**ગ્રંથ ૨ જો.**—સ્વર્ગમાં સબ્જેકટ કમિટી.

**કીમત.**—૩ આના. ટપાલ ખરચ ૦ાા આનો.



## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**મુંબઈ**—એન. એમ. અને કંપની.
કાલબાદેવી રોડ.

,, ડી. લખમીદાસની કંપની.
પારસીબજાર સ્ટ્રીટ—કોટ.

,, જ્યેષ્ઠારામ મુકુંદજીની દુકાન.
ઝવેરબાગ, કાલબાદેવી રોડ.

,, પુસ્તક પ્રસારક મંડળી.
જીતેકરની વાડી, ઠાકોરદ્વાર સ્ટ્રીટ.

,, રામચંદ્ર પ્રિન્ટિંગ પ્રેસ
૧ લો. ભોઈવાડો.



**બહારગામ માટે એજંટો જોઈએ છે.**

**મુંબઈ.**

**મે. ૧૮૯૯.**

## વૈદધર્મ પ્રચારક સભા.



આ **સભાનો ઉદ્દેશ** મનુષ્ય શોધન કરવું. અને આર્યની ધાર્મિક ઉન્નતિ કરી વૈદધર્મનો પ્રચાર કરવાનો છે. સભા દર **શનિવારે** સાંજના છથી આઠ વાગ્યા સુધી ભરાય છે— જ્યારે ધર્મ વિષયની ચર્ચા ચલાવામાં આવે છે તથા ધર્મસંબંધી જે બાબતમાં કોઈને શંકા હોય તેનું યથાશક્તિ સમાધાન કરવામાં આવે છે સભા દર **રવિવારે** સવારે ૮ થી ૧૦ વાગ્યા સુધી ભરાય છે—જ્યારે સાંસારિક, નૈતિક, ધાર્મિક અને વૈદિક ઇત્યાદિ કોઈ પણ ઉપયોગી તરેહના વિષયો ઉપર વ્યાખ્યાન થાય છે

સભામાં આવવાની સર્વેને છૂટ છે. સભા સંબંધી સર્વ પ્રકારનો પત્ર વ્યવહાર વિગેરે નીચે સહી કરનાર સાથે કરવો.

**સભા મળવાનું સ્થળ** —શેઠ ગોકુળદાસ તેજપાળની
બોર્ડિંગ સ્કુલ, અગીઆરી લેન,
**(મુંબઈ.)**

પ્રેસિડેન્ટ.

**વૈદધર્મ પ્રચારક સભા.**